# જરથોશ્તી અને બહાઈ ધર્મો ઉપર પ્રકાશ પાડતા લેખો



બઝમે જશ્ને રૂઝે બહેરામ

અમદાવાદ

# જરથોશ્તી અને બહાઈ ધર્મો ઉપર પ્રકાશ પાડતા લેખો

સંપાદક :
ફીરોઝ કાવસજી દાવર
એમ. એ., એલ એલ. બી.



બઝમે જશ્ને રૂઝે બહેરામ
અમદાવાદ

# દીબાચો

કોઇ પણ ધર્મ, પંથ યા સંપ્રદાયને પોતાના વિચારોનો ફેલાવો શાંત સમજાવટથી કરવાનો દરેક અધિકાર છે, પરંતુ તેમ કરતાં બીજા ધર્મમાં અણઘટતી દખલગીરી કરવાનો યા બીજાઓની ધાર્મિક લાગણી દુખવવાનો તેને હક પ્રાપ્ત થતો નથી એમ સૌ કોઈ કબૂલશે. ધર્મનો વિષય ખુદાશનાસીનો હોઇ ધાર્મિક તકરાર અને ઝગડા પ્રત્યે હરકોઇને અફસોસ છુટયા વિના નહિ રહે.અમદાવાદમાં અને ખાસ કરી તાજેતરમાં મુંબાઇમાં જે બની રહ્યું છે તે જોતાં બહાઇઓ કેટલાક દાવાઓ પેશ કરી પોતાનાં ધાર્મિક પ્રચારકાર્યમાં સહનશીલતાની હદ ઉલંઘી રહ્યા છે એવો આપણને ચાલુ સખેદ અનુભવ થાય છે. બહાઇઓના કેટલાક દાવા નીચે મુજબ છેઃ—

(૧) તેઓ ઘડીમાં કહે છે કે બહાઈઝમ ધર્મ છે; ઘડીમાં કહે છે કે તે ફીલસુફીથી વધુ નથી.

(૨) તેઓ જણાવે છે કે એક જરથોસ્તી બહાઇ બન્યા પછી પણ જરથોસ્તી રહેવા પામે છે.

(૩) તેઓ તકરાર કરે છે કે તે બહાઇ બનેલો જરથોસ્તી પાછો સુદરેહ કુસ્તી ઓળવી જરથોસ્તી ધર્મસ્થળોમાં દાખલ થઇ શકે છે.

(૪) તેઓની મઝહબી માન્યતા મુજબ બહાઇ ધર્મના આશકારા થયા બાદ દુનિયાનાં તમામ ધર્મશાસ્ત્રો હવે બિનજરૂરી થઇ પડવાથી abrogate (રદ) થયાં છે.

(૫) તેઓ ગુમાન કરે છે કે બહાઉલ્લાહ દુનિયાના તમામ પયગમ્બરોના સરતાજ છે.

(૬) તેઓ ગુસ્તાખીથી જાહેર કરે છે કે બહાઉલ્લાહ આપણાં છેક પાછલાં ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા શાહ બહેરામ વરજાવંદ પોતે છે, માટે જરથોસ્તીઓએ આ તર્કને સત્ય માની ધર્મપલટો કરી બહાઇ બની જવું.

આવા બેવજુદ અને વિચિત્ર ફતવાઓ સાંભળવા છતાં જો પારસીઓ બેપરવા રહે તો કેટલાકો કદાચ ગલતફહેમીના ભોગ બની બાપિકા ધર્મથી ભ્રષ્ટ બને. બીજા હાથ ઉપર જો પારસીઓ મિઝાજ ગુમાવી બહાઇઓ ઉપર બેકાબૂ ઝબાનમાં પોતાની ખફગી ખાલી કરે તો અન્ય કોમોમાં આપણી પ્રતિષ્ટાને ધોકો પુગે. આવા પ્રસંગે તો સંપૂર્ણ શાંતિથી પણ મક્કમતાથી આપણે આપણા સ્વબચાવમાં આ હુમલાનો દલીલપૂર્વક સામનો કરવો ઘટે છે.

માટે અમદાવાદની બઝમે જશ્ને રૂઝે બહેરામના કારોબારીઓને લાગ્યું કે આ બન્ને ધર્મોનું જ્ઞાન ધરાવતા અભ્યાસીઓને હાથે જો થોડાક વિશ્વાસપાત્ર લેખો લખાય તો આ સમયે કોમની વાજબી રાહનુમાઈ કરેલી કહેવાય. એવા વિચારથી પ્રેરાઇ બઝમની કારોબારી મંડળીએ બુધવાર તા. ૨૩–૬–૧૯૪૩ને દિને એક ઠરાવ પસાર કર્યો કે બનતી શિતાબીથી એક કેતાબ બહાર પાડી તેમાં નીચે જણાવેલા અભ્યાસીઓના લેખો આમીઝ કરવા:—

(૧) દસતુરજી સાહેબ શમ્સ ઉલ–ઉલમા દસતુર ડૉ. માણેકજી નોશેરવાનજી ધાલા પી એચ. ડી., લિટ્. ડી.

(૨) એરવદ ખુરશેદ શાપુરજી દાબુ એમ. એ., એફ. ટી. એસ.

(૩) એરવદ ડૉ. જમશેદજી માણેકજી ઉનવાળા
પી એચ. ડી. (હાઇડેલબર્ગ)

(૪) શેઠ અરદેશર નોશેરવાનજી બીલીમોરિયા.

મુંબાઈની જરથોશ્તી જશન કમિટિએ બહાઇ ધર્મપ્રચાર સંબંધમાં જે ઠરાવ ગયા મે મહિનામાં પસાર કરી જુનમાં જાહેર કર્યો હતો તેને પણ આ કેતાબમાં દાખલ કરવામાં આવ્યો છે.

નીચે સહી કરનારે સોમવાર તા. ૨૬–૪–૧૯૪૩ને દિવસે અમદાવાદના જરથોશ્તીઓ સમક્ષ આ બાબત ઉપર પોતાના અદના વિચારો પેશ કર્યા હતા. બઝમના ઉપલા ઠરાવ અનુસાર તેજ ભાષણને વિસ્તૃતરૂપે આ પુસ્તકમાં સ્થાન મળ્યું છે.

દસતુર ડૉ. ધાલાનાં બે ભાષણો અહીં રજુ થાય છે, પરંતુ તેઓ સાહેબ અમને એ ભાષણો મોકલાવી શકયા ન હોવાથી કરાંચીનાં પેપરમાં આવેલો તેનો સારજ છપાવી સંતોષ પકડવો પડયો છે. કોમના એક ખરા રાહબર, એક પ્રખર પંડિત અને દાનેશમંદ દીની પેશ્વા તરીકે દસતુર ધાલા આપણામાં આજે વાજબી રીતે અગ્રપદ ભોગવે છે. એઓની કેતાબો આપણા ધર્મમાં પ્રમાણભુત ગ્રંથો classics તરીકે ગણી શકાય, તેમજ એઓનાં ભાષણો પણ સત્તાવાર મનાવાં જોઇએ.

આગેવાન થીઑસોફિસ્ટ અને ઉંડા ધર્મઅભ્યાસી એરવદ ખુરશેદ દાબુની વિદ્વત્તા માટે બે મત હોઇ શકેજ નહિ. જે જરથોસ્તીઓએ એમની અસ્ખલિત વાકચાતુરીનો પ્રવાહ ઝિલ્યો ન હોય તેમણી તો આપણે દયાજ ખાવાની રહી. પોતાના લેખમાં એઓએ બહાઇઓની નબળી બાજુની બરાબર લીધી છે, અને બહાઇ બનવા પછી માનસિક છુટાપણાનો શી રીતે ભોગ આપવો પડે છે તે બતાવી આપ્યું છે.

બહાઈ આક્રમણ વિરૂદ્ધ સૌથી પ્રથમ ટક્કર ઝિલવાનો અને સૌથી પહેલાં આ ભય સામે આપણી આંખો ખોલવાનો જશ તો અનેક ભાષાઓના જાણકાર અને પ્રાચીનવસ્તુવિદ્યા (archæology) અને સિક્કા પારખવાની વિદ્યા (numismatics)ના ખાસ ઉસતાદ ડૉ. જમશેદજી ઉનવાળાને ઘટે છે. આ કેતાબનો ગંજાવર ભાગ—૧૪૭ પાનાં—તેઓ એકલાની કલમનું પરિણામ છે. ચર્ચાના મયદાનમાં ઝંપલાવી અનેક લેખો લખી અને ભાષણો કરી ચિવટ ઝેંણુના આ અથોરનાનઝાદાએ પોતાના હમનબર્દોનાં હથિયારો નીચાં નમાવ્યાં છે, મગર હજી પોતાનાં શરીર ઉપરથી બખ્તર ઉતાર્યું નથી. "બહાઈપંથ અને ઇરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામની એમણે લખેલી પુસ્તિકા, અને બહાઈ આગેવાનો સાથે એઓએ ઇંગ્રેજીમાં કરેલો પત્ર-વ્યવહાર વિગેરે અહિં રજુ થાય છે. પ્રો. બ્રાઉને "એનસાઇકલોપીડિયા ઑફ રિલિજિયન ઍન્ડ ઍથિકસ"માં બાબીપંથ વિષે લખેલા પ્રસિદ્ધ લેખનો ડૉ. ઉનવાળાએ કરેલો તરજુમો પણ અહીં આપવામાં આવ્યો છે, તે

સામાન્ય વાંચકોને કદાચ મુશ્કેલ લાગે, મગર જેઓ આ બાબતનો અભ્યાસ કરવા ઇચ્છતા હશે તેઓને તે અતિ ઉપયોગનો માલુમ પડશે.

શેઠ અરદેશર બીલીમોરિયા એક પરહેઝગાર પિતાના ભક્તપુત્ર છે અને 'ચેરાગ' દ્વારા વર્ષો સુધી એઓએ આપણામાં ભક્તિભાવનો ચેરાગ રોશન રાખવામાં સંગીન ફાળો આપ્યો છે. એઓનો લેખ, જે બઝમની ઇચ્છાને માન આપી માત્ર ત્રણચાર દિવસની અતિ ટુંક મુદ્દતમાં લખાયો છે, તે પણ વાંચકોને ફાયદાકારક જણાશે.

મુંબાઇની જરથોસ્તી જશન કમિટિ, જેના તરફ ધાર્મિક પારસીઓ હમેશાં માન અને પ્રેમથી જોતા આવ્યા છે, તે ચાલુ કોમને પડખે ઉભી રહી તેની રાસ્ત રાહે દોરવણી કરે છે. બહાઇ તકરાર વિષેનો એનો ટુંક ઠરાવ પારસી કોમમતનો સાચો પડઘો પાડતો હોવાથી અહીં રજુ કરવામાં આવ્યો છે.

જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી જરથોસ્તી અને બહાઇ ધર્મો વિષે આ કેતાબમાં ચર્ચા થએલી હોવાથી તે આ બાબત ઉપર એક ઉપયોગી, સત્તાવાર ગ્રંથ અને reference-book સમાન થઇ પડશે, અને હમદીનો તેનો મોટાં પ્રમાણમાં લાભ લેશે એવી બઝમને આશા છે.

આ પુસ્તકની છપામણી પેટે નવસારીવાળા દાનવીર શેઠ માણેકશાહ બાપુજી દેસાઇએ રૂ. ૨૦૦) આપવાની કૃપા કરી છે તેઓની ઉદારતા અને ધર્મ પ્રત્યેની લાગણીની ઉંડી કદર કરી બઝમ તેઓનો ભારે આભાર માને છે. એઓ સાહેબના રૂડા દાખલાનું અનુકરણ બીજા શ્રીમંત હમદીનો કરશે એવી બઝમ આશા રાખે છે.

છેવટે આ લેખો બિનતાસુબીથી વાંચી વિચારી અને મુનસફ મિઝાજથી તેનું તોલ કરી હમદીન ભાઇઓ અને બહેનો બહાઇઓની કુસલવણીની જાળમાં ન ફસાતાં પોતાના પવિત્ર મઝહબ ઉપરની અખંડ ફિદાગીરી હરદમ ચાલુ રાખશે એવી આ પુસ્તકના પ્રવર્તાવનારાઓની ઉમીદ છે.

અમદાવાદ
૧૫ મી ઑગસ્ટ ૧૯૪૩

બઝમે જશ્ને રૂઝે બહેરામની
કારોબારી મંડળી વતી
**ફીરોઝ કાવસજી દાવર**

ડૉ. જમશેદજી ઉનવાળાએ પોતાની "બહાઈ પંથ અને ઇરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામની પુસ્તિકા મુંબાઇની "પારસી કોમ અને જરથોસ્તી ધર્મરક્ષક સંસ્થા" મારફતે છપાવવાની ગોઠવણ કરી હતી. પરંતુ અમારી વિનંતી સ્વીકારી તે સંસ્થાએ પોતાનાં તા. ૨૯-૬-૧૯૪૩ ના પત્રમાં અમને એ પુસ્તિકા આ કેતાબમાં આમીઝ કરવાની રજા આપી, તે માટે બઝમ એ સંસ્થાના અધિકારી સાહેબોનો આભાર માને છે.

# અનુક્રમણિકા


| લેખકો અને લેખો | સફા |
|---|---|
| **દસ્તુર ડૉ. માણેકજી ન. ધાલા:—** | |
| (૧) ભાષણ … … … … | ૧ |
| (૨) ભાષણ … … … … | ૯ |
| (૩) "આત્મકથા"માંથી ઉતારો … … | ૧૭ |
| (૪) એક મિત્ર ઉપર લખેલો પત્ર … … | ૨૦ક |
| **એરવદ ખુરશેદ શા. દાબુનો લેખ:—** | |
| "બહાઇવાદની ચળવળ અને બહાઇ સંપ્રદાયના ફતવાઓ" | ૨૧ |
| **ડૉ. જમશેદજી મા. ઉનવાળા:—** | |
| (૧) પ્રો. બ્રાઉનના લેખનો તરજુમો … … | ૪૧ |
| (૨) "બહાઇ પંથ"ના લેખો (સુધારા વધારા સાથે) | ૮૩ |
| (૩) મી. મની મહેતા સાથે થએલો ઇંગ્રેજી પત્રવ્યવહાર | ૧૩૫ |
| (૪) "સોશીઓસ, બહેરામ વરજાવંદ અને બહાઉલ્લાહ" | ૧૭૪ |
| (૫) "બહાઇઝમ એક ધર્મ છે કે એક માન્યતા" | ૧૭૯ |
| **મી. અરદેશર ન. બીલીમોરિયાનો લેખ:—** | |
| "બહાઇઝમ" … … … … | ૧૮૯ |
| મુંબાઇની જરથોસ્તી જશન કમિટિનો ઠરાવ … | ૧૯૧ |
| **પ્રો. ફીરોઝ કા. દાવરનો લેખ:—** | |
| "કેટલાક બહાઇ મુદ્દાઓની જરથોસ્તી નજરે એક તપાસ" | ૧૯૩ |

(પયગમ્બર અષો ઝરથુસ્ત્ર કહે છે કે) જેઓ નઝદીકથી અને દુરથી આવાને મને સાંભળવા ઇચ્છે છે તેઓ જે હું જાહેર કરૂં છું તે ઉપર કાન ધરે અને ધ્યાન આપી સાંભળે. ખચિત આ વખતે હું જે કહું છું તે ઉપર બરાબર મનમાં તોલ કરો કે જેથી ખોટો ધર્મ સમજાવનાર ફરીથી તમારી ઝિંદગીને ખરાબ કરે નહિ.

(ગાથા ઉશ્તવઇતી : યસ્ન ૪૫, ૧).

---

આપણો પોતાનો ધર્મ (ધાર્મિક ફરજ) બજાવતાં મોત આવે તો ભલું, કેમકે પારકાના ધર્મ (ધાર્મિક ફરજ)માં ભય સમાએલો છે.

(ગીતા ૩, ૩૫).

---

કારણ કે ખોટા ક્રાઇસ્ટો અને ખોટા પયગમ્બરો ઉભા થશે અને તેઓ મહાન ચમત્કારો અને અદ્દભુત કામો કરી બતાવશે, તે એટલા સુધી કે, બની શકે તો, તેઓ તે વડે ખુદાની પસંદગી પામેલા માણસોને પણ છેતરી શકશે.

(સેન્ટ મૅથ્યુ ૨૪. ૨૪).

---

ધર્મની બાબતમાં જોરજબરી આવવા દેશો ના.

(કુરાન ૨, ૨૫૭).

---

જેને તમે પુજો છો તેને હું નહિ પુજું, અને મ્હારી પુજા છે તે તમારી પુજા થઇ શકતી નથી. માટે તમને તમારો ધર્મ અને મને મ્હારો ધર્મ (મુબારક હો).

(કુરાન ૧૦૯, ૪-૬).

—*—

**[શમ્સઉલ ઉલમા દસતુર ડૉ. માણેકજી ન. ધાલાએ કરાંચીમાં બુધવાર તારીખ ૯-૧૨-૧૯૪૨ ને દિને આપેલા ભાષણનો સાર કરાંચીના "પારસી સંસાર અને લોકસેવક" માં આવી ગયો હતો. તે પેપરની કૃપાથી તે ભાષણના પ્રસ્તુત ભાગો અહીં આપવામાં આવ્યા છે.]**

માનવંત દસ્તુર ડૉ. માણેકજી ન. ધાલાએ વાઇ. એમ. ઝેડ. એ. તરફથી મામા હાઇસ્કુલના પોંચાજી હોલમાં આગલા બુધવારે ત્રણ વિષયો ઉપર આપેલાં જાણવાજોગ ભાષણનો કેટલોક ભાગ આગળ આપી જવામાં આવ્યો છે. વધુ હકીકત નીચે મુજબ છેઃ—

દસ્તુરજીએ આગળ વધતાં જણાવ્યું હતું કે શાહ બહેરામ વરજાવંદનાં નામથી આપણી કોમ અજાણ નથી. ભવિષ્યમાં આવનારા સોશીઓશ તરીકે કેટલાંકો હજી આજે પણ તનદરૂસ્તીમાં તેમનું નામ લેતા જણાય છે. એમની કહેવાતી આમદનો સવાલ સમજવાને સહેલ થઇ પડે તે માટે આપણે દુનિયાના મોટા ધર્મોમાં આ દુનિયાના અંત યાને રસ્તાખેજ વખતે આવનારા Saviour કે સોશીઓશ માટે આવેલી હકીકત શરૂઆતમાં તપાસીશું.

અશો જરથોસ્ત ગાથામાં પોતાને તથા પોતાની સાથે કામ કરનારાઓને બહુવચનમાં સઓષ્યંતો યાને વૃદ્ધી કરનાર, તારક તરીકે ઓળખાવે છે. તેમના શિક્ષણ મુજબ આ જગતમાં માણસજાત શારીરિક, માનસિક, નૈતિક અને આત્મિક રીતે અપૂર્ણ છે. જગતમાં નેકી સાથે બદી, સચ્ચાઇ સાથે જુઠાણું, અશોઇ સાથે દુરવંદા જ્યાં જુઓ ત્યાં નજરે પડે છે. માણુસ જાતે આ ધરતી ઉપરના પોતાની લાખો

લાખ વર્ષોની જીંદગીમાં બદી સામે લડી જગતમાં હેરેમનની દરવંદીનો પરાજય કરી હોરમઝદની અશોઈ સર્વત્ર ફેલાવવાની છે. માણસની જીંદગીનો આ જરથોસ્તી ધ્યેય, આદર્શ ideal છે. જે પણ નર યા નારી પોતાના જમાનામાં એ મુજબનું કામ કરે યાને બદી સામે લડત ચલાવી નેકીનો ફેલાવો કરે તે પોતે સોશીઓશ ગણાય.

ગાથા પછીના જમાનામાં ફ્રવર્દીન યશ્તમાં દુનીયાની આખેરીનાં વર્ષોમાં હજારહજાર વર્ષને અંતરે એવા ત્રણ મહાપુરુષો આવવાની હકીકત જણાવવામાં આવી છે. ત્યાર પછી સાસાનીઅન જમાનામાં લખાયલાં પહેલવી પુસ્તકોમાં પણ જુદે નામે એ ત્રણને લગતી હકીકત મળે છે. છેવટે આરબોએ ઈરાન જીતવા પછી લાંબે વખતે લખાયલી પહેલવી બહમન યશ્તમાં શાહ બેહરામ વરજાવંદની આમદ માટે બોલવામાં આવે છે. ત્યાં લખે છે કયાની તોખમથી અવતરેલા કોઈ શાહજાદા હિંદ અને ચીનમાંથી લશ્કર ભેગું કરી ચઢાઇ લઈ જઈ ઈરાનમાં નવેસરથી જરથોસ્તી શહેનશાહત સ્થાપશે. કૌતુક સમાનનું આ સઘળું ખરૂં માનનારા કોઈ ભોળા ભાઇ તરફથી આ સદીની શરૂઆતમાં 'અઠ્ઠાવીશ વર્ષમાં સ્થપાનારી પારસી શહેનશાહત' એવા નામનું એક ચોપાનીયું પ્રગટ થયું હતું.

યાહુદીઓ પ્રજા તરીકે જ્યારે ઘરબાર અને દેશ વગરના રઝડતા થયા, ત્યારે તેઓ પોતાના ડેવીડ યા સોલોમનની જાહોજલાલી પાછી સજીવન કરે એવા કોઇ આવનાર Messiahની માન્યતામાં સધ્યારા લેવા લાગ્યા. અત્યાર સુધીમાં ખરા, ખોટા, સાચા, જુઠા, અસલી, નકલી એવા કાંઈક ત્રીસ પુરૂષો 'મેસાયા'નો દાવો કરતા એમના વચ્ચે આવી એમને સંતાપી ગયા છે.

હીંદુ ભાઇઓની ભગવદ્ગીતામાં ભગવાન સાહેબ જણાવે છે કે જ્યારે જ્યારે જગતમાં ખરાબી ઘણી જોર પકડે છે, ત્યારે ત્યારે તેઓ જગતમાં તારણ માટે નવો અવતાર ધારણ કરે છે. ખ્રિસ્તીઓ The Son of man in the Glory of the Father

રસ્તાખેજ વખતે આવશે એવું કહે છે. મુસલમાન ભાઇઓ એ રીતે 'મહાદી'ની આમદ માટે જણાવે છે.

એ બધાનું પરિણામ એ કે દુનિયાંમાં જુદે જુદે વખતે અને ખાસ કરી કોઈ જાતની આફતને વખતે, કોઈક કોઈકો બહાર આવી પોતાને તારણુ કરનાર પયગમ્બરો તરીકે ઓળખાવે છે.

સને ૧૮૪૪ માં ઈરાન ખાતે મીરઝાઅલી મહમદ નામના એક પવિત્ર પુરૂષ, જેમણે 'બાબ' યાને દરવાજો તરીકે પોતાનું નામ ધારણુ કર્યું હતું, તેમણે પોતાનો નવો ધર્મ શીખાડવા માંડ્યો. સને ૧૮૫૬ માં તેમને તથા તેમના નજીકના ચેલાને તબરીઝ ખાતે ગોળીબાર કરવામાં આવ્યા. પણ સરકારનાં ગમે એવાં સખત પગલાંથી નવા ધર્મને દાબી દઇ શકાયો નહિ. તેનો છુપો ફેલાવો ઇરાનમાં તથા બહાર થતો રહ્યો. બાબ સાહેબે પોતાના વારસ તરીકે મીરઝા હુસેન-અલી નામના એક બાહોશ અને પરહેજગાર પુરૂષને પોતાના વારસ તરીકે નેમ્યા હતા. તેઓએ પોતાનું નામ ફેરવીને બહાઉલ્લા યાને Glory of God; Manifestation of God રાખ્યું.

જેમ જેમ સરકાર એ નવા પંથને જડમુળથી ઉખેડી નાખવાને કોશેશ કરતી તેમ તેમ વધુ જોરથી તે ફેલાતો રહ્યો. એવામાં કોઈ જવાને નાસિરૂદીનશાહનો જાન લેવાની કોશેશ કરી, જે નિષ્ફળ નિવડી. પણ તેના અવેજમાં બહાઇઓની કતલ ચાલી, આ વખતે બહાઉલ્લા પોતાના કુટુંબ અને સાથીઓ સાથે ઇરાનથી નાસી બગદાદમાં જઇ વસ્યા. ઇરાની સરકારે તરકીની સરકારને લખાવટ કરી અને તેના પરિણામમાં સોરીઆના અક્કા શહેરમાં બહાઉલ્લાને નજરકેદ તરીકે તરીકે રાખવામાં આવ્યા. ત્યાંથી તેમણે પોતાના ધર્મનો પ્રચાર કરવાનું ચાલુ રાખ્યું અને દેશપરદેશથી લોકો તેમના દર્શને આવતા રહ્યા. આ અરસામાં તેમણે મહારાણી વીકટોરિઆ, રશીઆના ઝાર, ઇરાનના શાહ, તરકીના સુલતાન, રોમના પોપ વગેરે ઉપર પત્રો લખ્યા કે જગતમાં જે ગેરઈન્સાફ, જુલમાટ, દરીદ્રતા ચાલી રહી છે તે સામે

પ્રકાર ઉઠાવવા ખુદાતાલાએ તેમને પોતાના છેલ્લા કાસદ તરીકે મોકલ્યા છે વગેરે. એઓ સાહેબ ૧૮૯૨ માં ગુજર્યા તે આગમજ પોતાના વારસ તરીકે અબ્બાસ એફેન્દીને નેમી ગયા. આ સાહેબે પોતાનું નામ ફેરવીને અબ્દુલ બહા યાને 'બહાઉલ્લાના સેવક' તરીકે રાખ્યું.

બહાઉલ્લા માટે એઓ જાહેર કરે છે કે દુનિયાના સઘળા મહાન ધર્મો જે Messiah, Saviour વગેરે માટે લખી ગયા છે તે એઓ પોતે છે. એઓ બહાઉલ્લાને The Prophet of the new Era, The Promised one of all the Prophets તરીકે ઓળખાવે છે. અબ્દુલ બહાએ પુષ્કળ લખ્યું છે, તથા સેંકડો ભાષણો કરી બહાઇ પંથનો જગતમાં બહોળો ફેલાવો કર્યો છે. સને ૧૯૧૧ થી ૧૯૧૩ માં ત્રણ વર્ષોમાં યુરોપ તથા અમેરિકામાં જગેજગ ફરી ઘણાંકોને બહાઇ બનાવ્યાં છે. એમની પછી એમના દોહિત્ર શોઘી એફેન્દી દુનિયાના તમામ બહાઇઓના વડા છે.

આપણને જણાવવામાં આવે છે કે આગલા સઘળા પયગમ્બરો પોતપોતાના વિસ્તારમાં કામ કરી ગયા અને તેમના અધુરાં રહેલાં કામને પૂરૂં કરવા બહાઉલ્લા સાહેબ આવ્યા હતા. બીજા કોઇ પણ પયગમ્બર જે નહિ કરી શકયા તે યાને World Unity તેઓ લાવનાર છે. હર જમાને સુરજ પોતાની રોશની ફેલાવે તેમ આગલા પયગમ્બરો પોતપોતાના વખતના માણસ જાતને આત્મિક રોશની આપી ગયા. આજે આગળ વધેલી દુનિયાને નવા જમાના અને નવા સંજોગો વચ્ચે આજના સુરજની જરૂર છે અને તે બહાઉલ્લા છે. એઓ Up to date પયગમ્બર અને જગતે જોયેલું નહિ તેવું unprecedented and most complete Revelation ખુદાતાલા તરફથી લાવ્યા છે.

ખુદાવંદતાલાના સઘળા ધર્મો માફક બહાઈ ધર્મ માણસને ઉંચ જીવન જીવતાં શીખાડે છે. પણ એમનાં ધર્મ શિક્ષણ સાથે આજે

આપણુંને કામ નથી. પણ બહાઉલ્લા સાહેબ તે શાહ બહેરામ વરજાવંદ છે એવી કલ્પિત માન્યતાને લીધે બહાઈ બનતા જરથોસ્તીઓથી આપણી કોમ ઉપર શું અસર થાય છે તેજ આપણે આજે તપાસવા માગીએ છીએ.

આપણે સર્વે જાણીએ છીએ તેમ આપણા હમદીનો ઉપર ઇરાન ખાતે ગઇ સદીની આખરી સુધી ભારે જુલમ ગુજરતો હતો. ભુરાં ઘેરા–રંગના કપડાં સિવાય તેમનાથી બીજા રંગના પોષાક પહેરાતા નહિ, ચશ્મો પહેરાતો નહિ, શાહેરમાં ઘોડા યા ગધેડાં ઉપર સવારી થતી નહિ. એવી સાત સત્તર રીતે તેઓને હીણવામાં, ધિક્કારવામાં આવતા, અને આ દેશમાં બ્રાહ્મણો અછુત વર્ગ સાથે જેવી રીતે વર્તે તેવી રીતે આપણી સાથે વર્તન ચલાવવામાં આવતું. જાહેલ મુલ્લાંઓના જોહાકી દોર હેઠળ આપણી કોમ ભારે સિતમ ખમતી હતી. આ વખતે જ્યારે બાબીઓ, એટલે પાછળથી બહાઇઓ, ઉપર પણ જુલમ ગુજરવા માંડયો, ત્યારે આ નવા ધર્મમાં વટલેલા મુસલમાનો આપણા હમદીનો તરફ કુદરતી રીતે દીલસોજીથી જોવા લાગ્યા.

મુસલમાનો આપણને અડતાં જાણે અભડાઇ જતા, ત્યારે આ બહાઇઓ ઇરાની જરથોસ્તીઓને મળતા, ભેટતા, તેમને બગલગીરી કરતા અને તેમની સાથે એક સુફરે જમતા. એવા સમાચાર અત્રે આવી પુગતાં આપણને મોટી ખુશાલી ઉપજતી કે હાડમાર થતા આપણા હમદીનોને આ નવા ખેરખાહો મળ્યા હતા.

બહાઇઓ ઉપર જુલમ ગુજરતો હોવાથી તેઓ પોતાની ધાર્મિક માન્યતાઓ છુપી રીતે પાળતા. તેમને પોતાના ધર્મના પવિત્ર મકાનો ઉભાં કરવાની છુટ નહિ હતી. એટલે સમય અને સંજોગો તપાસીને તેઓ પોતાનો ધર્મ પાળતા અને બાજે વખતે જુલમમાંથી બચવા પોતાને એકી વખતે બાતેનમાં બહાઇ, પણ જાહેરમાં મુસલમાન તરીકે ઓળખાવતા. આપણા વચ્ચે એવો જ વિચાર ચાલવા પામ્યો. અને ઇરાન ખાતે જે ઇરાની હમદીનો બહાઇ થતા તેમને માટે આપણને કશો અંદેશો

ઉપજ્યો નહિ. આપણા ભલભલા સાહેબો કહેવા લાગ્યા કે બહાઈ કાંઇ સ્વતંત્ર અલાહિદો ધર્મ નથી. એ તો જેમ આપણી તરફ થીઓ-સૉફીકલ સોસાયટી છે તેવી જ એક નિર્દોષ હિલચાલ છે; અને જેમ એક જરથોસ્તી પોતે થીઓસોફિસ્ટ બને તેથી તેના ધર્મને કશી નડતર આવતી નથી તેવી જ રીતે હમદીન ઇરાનીઓ બહાઇ બને તેથી તેમનાં જરથોસ્તીપણાને કશું નુકસાન પહોંચતું નથી.

યુરોપ, અમેરિકા ખાતેનો પાંચ વખતનો ત્યાંના બહાઇઓ સાથેનો અમારો અનુભવ, તથા ઇરાન ખાતેની મુસાફરીમાં અમે જે કાંઇ જોયું તેથી મારા વિચાર બદલાવા લાગ્યા. મુંબઇનાં આપણાં સખીવજુદ નર નારીઓની સખાવતથી સ્થપાયલી 'ઇરાન દેશના જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડળી' તરફથી તહેરાન ખાતેના આપણા છેલ્લા એજન્ટ મરહુમ ભાઇ અરદેશર એદલજી રીપોર્ટર પાંત્રીસ વર્ષોના લાંબા વખત સુધી ઇરાન ખાતે રહ્યા હતા. તેઓ ભારે લાગવગ ત્યાં ધરાવતા હતા અને અદનાથી આલા અને વજીરો સાથે તેમનો અંગત સંબંધ હતો. તેઓ પોતાના લાંબા વખતના પાકટ અનુભવથી અમોને તહેરાનમાં જણાવતા, તથા પાછળથી જ્યારે મુંબઇમાં એ બાબેની ચર્ચા ચાલતી હતી અને કોઇ કોઇ ભણેલા આગેવાનો જરથોસ્તીઓ બહાઈ બને તેમાં કશું ખોટું નથી એવું કહેવાને ભોળવાતા ત્યારે તેઓ પત્ર-વહેવારમાં જણાવતા કે જે ઇરાની જરથોસ્તીઓ બહાઇ થાય છે તે આપણા ધર્મમાંથી અને આપણી કોમમાંથી કમતી થાય છે. જેમ મુસલમાન યા ખ્રિસ્તી ધર્મમાં વટલનાર એક જરથોસ્તી મુસલમાન યા ખ્રિસ્તી બને છે, અને પછી જરથોસ્તી ગણાતો બંધ થાય છે, તેમ એક જરથોસ્તી બહાઇ ધર્મમાં વટલ્યો કે તે પછી તે બહાઇ અને બહાઇ જ બને છે.

વધુ તેહકીક કરતાં જણાય છે કે દુનિયાના જે જે ભાગોમાં ત્યાંના લોકો બહાઈ થયાં છે તેઓ વસ્તીની ગણત્રીમાં બહાઇ તરીકે ઓળખાય છે. હવે આગળના જેવો જાપ્તો ઇરાનમાં બહાઈઓ સામે

નહિ હોવાથી તેઓ છડેચોક પોતાનો ધર્મ પાળે છે. ઈરાનમાં તેમજ હિંદુસ્તાનમાં આપણા જે હમદીનો બહાઈ ધર્મમાં વટલે છે, તેઓ બહાઈ ધર્મમાંના ટુંક ભણતરથી બહાઈ થયેલા મુસલમાનોનાં કુટુંબોમાં લગ્ન કરે છે. તેમને ત્યાં અવતરતાં ફરજંદોની તેઓ નવજોત કરતા નથી, અને મરણ થતાં બહાઈ કબરસ્તાનમાં તેમની લાશ દફનાવે છે, યાને ખુલ્લી રીતે પરધર્મો બને છે.

આપણી કોમ માટે આ ઘણો ગંભીર સવાલ છે. જગતભરની સવા લાખની આપણી કોમની વસ્તીમાંથી એ માફક આપણી કોમ-માંથી દર વર્ષે અમુક સંખ્યા બહાઈ ધર્મ અખત્યાર કરે તેટલો આપણી નાની સંખ્યામાં ખાડો પડે છે.

બહાઈ સાહેબો બહાઉલ્લાને શાહ બેહરામ વરજાવંદ ગણાવે છે તેમ આપણી કોમમાં જેઓ શાહ બહેરામ વરજાવંદ તરીકે બહાઉલ્લાને માનવા ના પાડે છે, તેઓ પણ વરજાવંદ જેવા કોઈ નવેસરથી જરથોસ્તી પાદશાહત સ્થાપનારા સોશીયોશની આમદના સુખી સ્વપ્ના તો જોતા રહે છે ખરા. આપણા વચ્ચે ઈલ્મે ક્ષનુમવાળા તરીકે ઓળખાતા ભલા ભાઇઓ આપણને જણાવે છે કે આ ચાલતા દાયકામાં યાને સને ૧૯૪૧થી ૧૯૫૦માં શાહ બેહરામ વરજાવંદનો જન્મ થશે. હાલની લડાઈ અત્યંત ભયાનક છે, પણ તે કરતાં બદતર ખૂનખાર લડાઈ હવે પછીના દાયકાઓમાં જાગશે. તે વખતે શાહ બેહરામ વરજાવંદ પોતાના અદભૂત આત્મિક બળથી માથ્રવાણી ભણી આકાશેથી લડતાં દુશ્મનનાં વિમાનોને ટપોટપ જમીન ઉપર તોડી પાડશે. ભલા માણુસ જરા જલદી જન્મતે તો હાલ ટયુનીસિયા, ત્રીપોલીટાના, સ્ટેલીનગ્રેડ આગળ કેવા કામ લાગતે. દુશ્મન ઉપર તે વખતે આપણી જીત થશે. આ પાપી યુગ પુરો થશે અને નવા યુગની શરૂઆત થશે. બહાઇ સાહેબો ગણતરી કરીને કહે છે કે સને ૧૯૫૭માં યાને આજથી ૧૫મે વર્ષે Day of Judgment આવશે અને નવો યુગ શરૂ થશે.

આ સઘળા કલ્પિત કહાણી કિસ્સા એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવા ઘટે છે. જેઓ એ માને છે તેઓ તરફ આપણે દયાની નજરે જોઈ શકીએ. પરવરદેગાર તેમને મનની મજબૂતી અને સાદી સમજ બક્ષે.

જગતનો અંત હમણાં આવનાર નથી. સોશીયોશ કે મેસાયા કોઈ પધારનાર નથી, માણુસ જાત માટે એ એક ઉંચ પણ અતિ દૂરનો આદર્શ, ધ્યેય, ideal છે. માણસ જાત પોતે તે પાર પાડશે. અપૂર્ણ આ દુનિયા સંપૂર્ણ બનશે. હેરેમનની દરવંદીનું રાજ્ય ખતમ થઈ અહુરમજદનાં અશોઈનાં રાજ્યનો ઉદય થશે. પણ તેને લાખોલાખ વર્ષ લાગશે. અને તે આવશે તે કોઈ એક મોટા અવતારનાં પોતાનાં મોજેજા સમાન કામને પ્રતાપે નહિ, પણ જમાને જમાને અને દેશ દેશના જાતી ભોગ આપી જન સેવા અને દેશ સેવા અને દુનિયા સેવા બજાવનારા નર અને નારી સઓષ્યતોનાં પોતાનાં પરમાર્થી કામોને પ્રતાપે આવશે.



**[ દસતુર ડૉ. માણેકજી ન. ધાલાએ કરાંચીમાં મંગળવાર તા. ૪.-૫-૧૯૪૩ ના દિને જે ભાષણ આપ્યું હતું તેનો સાર કરાંચીના "પારસી સંસાર અને લોકસેવક"માં આવી ગયો હતો. તે પેપરની કૃપાથી અહીં રજુ કરવામાં આવ્યો છે.]**

વાઈ. એમ. ઝેડ. એ. ના આશરા હેઠળ દસ્તુર ડૉ. ધાલાએ મંગળવાર તારીખ ૪થી મે ૧૯૪૩ના દિને "શાહ બેહરામ વરજાવંદનું ફુલકાન ગંભીર રૂપ લે છે" એ બાબત મામા સ્કુલના હૉલમાં એક જાણવા જોગ ભાષણ કર્યું હતું, જે વેળા જરથોસ્તીઓની મોટી સંખ્યા હાજર હતી.

માનવંત દસ્તુરજી સાહેબે ભાષણની શરૂઆત કરતાં જણાવ્યું કે બહાઉલ્લા સાહેબના ધર્મની પારસી પ્રચારક હિલચાલના સંબંધમાં આપણે ત્રણ મહિનાની વાત ઉપર ભાષણ કર્યું હતું. તે પછી એ કમનસીબ હિલચાલે ઘણું ગંભીર રૂપ લીધું છે. અમદાવાદ ખાતે બહાઈ ભાષણોના મોહથી ભોળવાઈ કેટલાક જરથોસ્તીઓ ગયે મહિને ત્યાં બહાઇ બન્યા છે. ત્યાં ખટપટ શરૂ થતાં, ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ અને પોલીસ સુધી વાત આગળ જવા પામી છે. જેવું અમદાવાદ ખાતે બન્યું તેવું બીજે ઠેકાણે અને વધારે મોટા પાયા ઉપર મુંબઈમાં થવાનો સંભવ ઉભો થયો છે.

બાબ અને બહાઉલ્લાના ધર્મની ચળવળ તો જગતમાં છેલ્લાં સો વર્ષથી ચાલે છે, પણ આ સાલથી તેણે ખાસ કરી આપણી કોમના સંબંધમાં અત્રે ધાસ્તીભર્યું રૂપ લીધું છે.

આ પારસી પ્રચારકો આપણી કોમના ઓછા સમજના અને

ભોળા લોકોને ભમાવે છે કે જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં લખ્યું છે કે શાહ બહેરામ વરજાવંદ આવશે તે આ બહાઉલ્લા પોતેજ છે. માટે ખુદાતાલાએ મોકલેલા પોતાના આ નવા પયગમ્બરનો ધર્મ જે દુન્યાના સઘળા ધર્મો કરતાં વધારે' સંપૂર્ણ અને વધારે સરસ છે(?) તે પારસીઓએ અખત્યાર કરવો.

જરથોસ્તી, યાહુદી, ખ્રિસ્તી અને મુસલમાન ધર્મો રસ્તાખેજને વખતે આવનાર Saviours, Messiahs, યાને તારક પયગમ્બરો માટે લખે છે. તેઓમાં શાહ બહેરામ વરજાવંદનું નામ પાછલા જમાનાના પુસ્તકોમાં મળે છે. એવા તારક પયગમ્બરોની માન્યતા બે કારણો વચ્ચે ઉભી થવા પામે છે. એક તો રાજકીય અને બીજું આધ્યાત્મિક યાને spiritual. જ્યારે બેબીલોનીયન પાદશાહ નેબુકદનેઝર જેરૂસલમ તારાજ કરી યાહુદીઓના પ્રખ્યાત પાદશાહ દેવીડ અને સોલોમનની પાદશાહતનો અંત લાવે છે, ત્યારથી રખડતા રઝડતા થયલા યાહુદીઓ પોતાની ગુમ થએલી શહેનશાહત પાછી સજીવન કરે એવા કોઇ બખ્તાવર બાદશાહના જન્મવાના સુખી સ્વપના જોતા થયા છે.

આ વાતને ત્રણ હઝાર વર્ષો પસાર થઇ ગયાં છે. તેમની માંગી મુરાદ મળી નથી, તેમની રાજસત્તાની ધજા ઉડતી થઇ નથી, છતાં તેમણે એ ઉમેદ હજી છોડી નથી. ૧૮૯૭ના સાલમાં બાઝલ ખાતે મળેલી તેમની World Conference માં તેમની જાહો-જલાલીના વખતની યાદ આપનારા Mount Zion ઉપરથી Zionian નામની હિલચાલ તેમને ઉપાડી છે. ૧૯૧૪-૧૯૧૮ ની લડાઈ પછી પેલેસ્ટાઇનના પોતાના મૂળવતનમાં જઈ પોતાની જાહો-જલાલીની તવારીખ પાછી શરૂ કરવાની ઉમેદ તેઓ રાખે છે.

અશો જરથોસ્ત જગતમાંથી દરવંદી ટાળી અશોઇનું રાજ્ય, Kingdom of Righteousness સ્થાપવાનો આદર્શ શીખાડે છે. જીસસ વખતોવખત Thy Kingdom come નું શિક્ષણ

આપે છે. જગતમાંથી બદી દુર કરી નેકી સર્વત્ર ફેલાવનારા નરનારીઓને જરથુસ્ત્ર, ગાથામાં સઓષ્યંતો યાને Saviours ને નામે ઓળખાવે છે. તેમના જમાના પછી, સદીઓ પસાર થવા બાદ લખાયલી ફર્વર્દીન યસ્તમાં જુદે જુદે જમાને આવનારા એવા ત્રણ તારક પુરુષો માટે મોજેજા અને ચમત્કારથી ભરપુર લખાણ મળે છે. આ સઘળાઓનું કામ Spiritual છે. યાને જગતમાંથી દુર્ગુણ પાપ વિ. નો તમામ નાશ કરી, સદ્‌ગુણો અને સવાબનો અમલ શરૂ કરી અહુરમજદનાં અશોઈના રાજ્યની સ્થાપના કરવાનો છે. અવસ્તા ભાષા મરણ પામતાં અને સિકંદરે ઇરાન જીતવા પછી પહેલવી ભાષાનો જન્મ થતાં તે ભાષામાં લખાયેલાં પુસ્તકોમાં આ ત્રણ તારક પયગમ્બરો આ દુનિઆની જીંદગી ખતમ થશે તે વખતે આવશે એવી માન્યતા મળે છે.

તે પછી સાતમી સદીમાં આરબો ઈરાન જીતે છે, અને પારસી પાદશાહત સેવટની ખતમ થાય છે. તે પછીની સદીઓ આપણી કોમ માટે હાડમારી અને હાદેસાઓની પસાર થાય છે. જેમ યાહુદીઓ પોતાનું રાજપાટ પાછુ મેળવવાની ઉમેદ છોડતા નથી, તેમ આપણા વડવાઓમાં પણ કોઇકો એવા હોય છે કે જેઓ પારસી પાદશાહતનો આફતાબ નવેસરથી ઉગવાની અશક્ય અને કલ્પિત વાતોમાં માને છે. એવે વખતે શાહ બેહરામ વરજાવંદ આવશે અને નવેસરથી પારસી પાદશાહતને સજીવન કરશે એવાં લખાણ થવા માંડે છે. જરથોસ્તી ધર્મ અને તેની તવારીખ ઉપર લખાણ કરનારા વિદ્વાનો આ લખાણને કશું વજન આપતા નથી, અને પોતાના સત્તાધારી પુસ્તકોમાં તેની નોંધ લેવાનું વાજબી ધારતા નથી. પણ કોમનો આમવર્ગ કહાણી કિસ્સા જેવી એ બાબદને વજન આપતો આવ્યો છે.

બસો ત્રણસો વરસ ઉપરના આપણા વડીલોને ઈરાન ખાતેના આપણા હમદીનોને શાહ બહેરામ વરજાવંદ ક્યારે આવશે તે બાબે સવાલ પુછાવતાં રેવાયતમાં આપણે જોઇએ છીએ. આપણા

વડવાઓ તનદરોસ્તીમાં બીજા નામો ભેગાં શાહ બેહરામ વરજાવંદનું પણ નામ લેતા હતા, અને કેટલાકો આજે પણ લે છે.

હવે બહાઈ ધર્મ પાળનારાઓ આપણને કહે છે કે બહાઉલ્લા સાહેબ પોતેજ શાહ બેહરામ વરજાવંદ છે, તો ફક્ત તેમના એ તકલીદી તર્કને તોડવાને ખાતર આપણે આપણા બેહરામ શાહની કાંઈક ઓળખાણ મેળવીશું.

બહાઉલ્લાનું ખરૂં અસલ નામ મીરઝા હુસેનઅલી છે. પાછળથી તે બદલીને એમણે બહાઉલ્લા યાને Glory of God "ખુદાનુ નુર" Manifestation of God "ખુદાનું પ્રગટ રૂપ" રાખ્યું.

હવે એમની માફક આપણા બહેરામશાહ કાંઈ મુસલમાન તોખમના નથી. તેમને માટે લખનારા લખે છે કે તેઓ અસલ કયાનીઅન પાદશાહોની તોખમથી ઉતરી આવેલા છે. આવાં મહિનાનાં હોરમજદ રોજે તેમનો જન્મ હિંદુસ્તાનમાં થશે. જે દહાડે તેઓ જન્મ લેશે તે દહાડે આસમાન ઉપરથી એક તારો ખરશે. જ્યારે તેઓ ત્રિસ વર્ષની ઉમરના થશે ત્યારે એક હઝાર હાથીઓ અને હિંદુઓ તથા ચીનાઓનું મોટું લશ્કર ભેગું કરશે. તે પછી આરબોએ તેમના વડવાઓનું રાજપાટ કેમ જીત્યું. તેઓ ઉપર કેવા કેવા જુલમો ગુજાર્યા તેનું બેયાન કરનારૂં ભાષણ તેઓ લશ્કર સનમુખ કરશે. તે પછી લશ્કર સાથે ઇરાન તરફ કૂચકરશે. માર્ગમાં બીજી પ્રજાઓના માણસો પણ લશ્કરમાં જોડાશે, પછી લડાઇ થશે, તેમાં આરબો હારશે. પારસીઓનું રાજ્ય પાછું ઇરાનમાં સજીવન થશે, તે પછી આખી દુનિઆના માણસો પોતપોતાના ધર્મો તજી જરથોસ્તી ધર્મને સ્વીકાર કરશે. આ તે આપણા શાહ બેહરામ વરજાવંદ અને આ તે આપણા બહાઉલ્લા.

બાબીઓ અને બહાઈઓ ઉપર ઇરાનમાં ભારે જુલમ ગુજરતો હતો. તેમની કતલ થતી હતી એટલે એ નવો ધર્મ પાળનારાઓ પોતાનો ધર્મ ચોરીછૂપીથી પાળતા. ધર્મના પોતાનાં મકાનો

બાંધવાની તેમને છૂટ ન હતી. અને તેમને પોતાનો ધર્મગુરૂ વર્ગ ઉભો કરવાની પરવાનગી ન હતી. એટલે પોતાના ધર્મનો પ્રચાર પણ તેઓ પડદા પછવાડે સંતાઇ ભરાઇને કરતા. જેમ તેઓ ઉપર તેમ આપણ હમદીનો ઉપર પણ જાહેલ મુલ્લાંઓ જુલ્મ ગુજારતા એટલે કુદરતી રીતે બહાઇઓ અને ઇરાની જરથોસ્તીઓ એક બીજા તરફ દિલસોજ લાગણી ધરાવતા. આપણા ઇરાની હમદીનો ગઇ સદીમાં સામાન્ય પ્રગતિમાં પછાત અને અભણ હતા. તેમને આ ચતુર બહાઇઓ ભમાવતા કે જે શાહ બેહરામ વરજાવંદની આમદ માટે તેઓ રાહ જોતા હતા તે જ આ બહાઉલ્લા સાહેબ છે, એટલે પોતાની અજ્ઞાનતામાં આ લોકો તે હકીકત ખરી માની બહાઈ થયા.

છેલ્લાં પચાસ વર્ષોથી બહાઇ ધર્મે પહેલાં મુંબઇમાં આપણા ઇરાની હમદીનો વચ્ચે પગપેસારો કર્યો, અને પાછળથી બીજાં શહેરોમાં થવા પામ્યો છે. અત્યાર સુધી પોતાના ધર્મનો ફેલાવો દાયકાઓના રેવાજ મુજબ પીઠ પાછળ યાને છુપી સમજાવત મનચિતથી તેઓ કરતા. ગએ સાલથી તેઓના મુંબાઇના વડા પંથકમાં નવો જીવ આવ્યો છે. પારસી પૈસે, પારસી ફરઝંદોએ પારસીઓને વટલાવવાનો ઝુંડો ઉડતો કીધો છે. કહેવત છે કે જેટલું આઇને નહિ લાગે એટલું બાઇને લાગે, તે મુજબ ધર્મની તવારીખ દેખાડે છે કે new converts નવા વટલેલોમાં પોતાના નવા ધર્મની દાઝ વધારે જુસ્સા સાથે હૈયે ચઢી આવે છે. તે ધર્મ પાળનારા જુના માણસો કરતાં તેઓ વધારે જાહેલ અને ઝનુની બને છે. તેમ હાલમાં આપણી કોમના સપુતો જેઓ પોતે બહાઈ થયા છે, તેમણે પારસીઓની પૂઠ પકડી પોતાનો પૈસો અને મહેનત જહેમત પારસીઓને બહાઈ બનાવા પાછળ વાપરવા માંડયા છે.

પોતાના ધર્મમાં બીજાઓને વટલાવવાના સવાલ ઉપર આગલા જમાનાના લોકોમાં અને આજના જ્ઞાની જમાનામાં મોટો ફરક પડયો છે. આગળ તો પોતાનો ધર્મજ ખરો અને સઉથી સરસ માની તેમાં

બીજાઓને વટલાવવા એ મોટું સવાબનું કામ ગણાતું. રાજા પાદશાહો બળજબરીથી, જોર જુલમથી લોકોને વટલાવતા. મારકસ ઓરેલીઅસ જેવો પરહેજગાર પાદશાહ ધર્મમતમાં પોતાથી જુદા પડતા લોકો ઉપર પોતાની રાજસત્તાથી જુલ્મ ગુજારતો. જેમ બાળકના ભલાં માટે જબરદસ્તીથી તેને કડવાં ઓસડ પાવામાં આવે છે, તેમ આ ધર્મીલોકો માનતા કે જોર જુલમથી પણ લોકોને વટલાવવામાં આયંદે તો જેમને વટલાવવા ધાર્યા હતા તેઓને જ લાભ છે. જો તેમને નહિ વટલાવવામાં આવે તો તેમનાં રવાન મરણ બાદ રખડી જાય. તેમ થતાં તેમને બચાવવાને ખાતર ફરજયાત ધર્મવટાળ કરવાની રાજકર્તાઓની જાણે પવિત્ર ફરજ ગણાતી.

નવા જમાનામાં જ્યારથી પશ્ચિમની પ્રજાઓએ એશીઆ અને આફ્રીકામાં પોતાની સત્તા જમાવી, ત્યારથી ખ્રિસ્તી મિશનરીઓ પૂર્વના લોકોને વટલાવવાનું કામ મોટા પાયા ઉપર કરતા અને યુરોપ અમેરિકાના તવંગર લોકો દર વર્ષે તે પાછળ લાખો રૂપીયા ખરચતા. મિશનરીઓ પોતાના ધર્મ સિવાય બીજાં ધર્મોનું કશું જ્ઞાન ધરાવતા નહિ. પૂર્વનાં ધર્મશાસ્ત્રોનાં સુંદર શિક્ષણોથી તેઓ બેખબર હતા અને આમ વર્ગમાં ક્રિયા, ભોગ, વ્હેમ, જાદુ ટોટલની ચાલતી રીતભાતોને ધર્મ સમજી તેને વગોવતા. પાછળથી જ્યારે પૂર્વની ભાષાઓનો અભ્યાસ યુરોપમાં શરૂ થયો, ત્યારે ત્યાંના વિદ્વાનોની અજાયબીનો પાર રહ્યો નહી. ઉમદામાં ઉમદા ફીલસુફી, ઉત્તમમાં ઉત્તમ નીતિ-શિક્ષણ, ઉંચમાં ઉંચ જીંદગીના આદર્શો, આ ધર્મમાં શીખાડેલા તેમને જણાયા.

આ વિદ્વાનોએ જરથોસ્તી, હિંદુ, બુદ્ધિસ્ટ, મુસલમાન વગેરે સઘળા ધર્મોના પુસ્તકોનો તરજુમો કરી જાહેર આલમ સનમુખ મેળ્યા છે. જેમ આજે જગતની તમામ પ્રજાઓના સાહિત્ય, સંગીત, કલા, વિજ્ઞાનનાં પુસ્તકો શીખેલી, ભણેલી, સુધરેલી આલમ વાંચતી થઇ છે, તેમ માણુસ જાતના સઘળાં ધર્મશાસ્ત્રો જ્ઞાની માણુસો માટે

ઉદાર મને વાંચવા, અભ્યાસ કરવા, અને તેમાંથી પ્રેરણા મેળવવા માટે આજે ખુલ્લાં થયા છે. આત્માના તારણ માટે, રવાનની બોખ્તગી માટે, Salvation મોક્ષ મેળવવા માટે કોઈ પણ ઈનસાને પોતાનો બાપીકો ધર્મ તજી બીજા કોઈ ધર્મમાં વટલાવાની જરૂર નથી. તેમ કરવું તે અજ્ઞાનતાનું પરિણામ અને મનની નબળાઈ છે. સઘળા ધર્મો તરફ માનની નજરે જોતા થઇ એક બીજાના ધર્મો ઉપર સરસાઇ ધરાવવાનો ધખારો છોડી દઈ, જ્યાંથી પણ ધર્મજ્ઞાન, ધર્મભક્તિ મળે તે મેળવી, પોતાનું ચારિત્ર ઘડવું એ આજના સુધારેલા જમાનામાં વિચારવંત નરનારીઓની ફરજ છે. તેવા વખતમાં આપણી શીખેલી, ભણેલી, સુધરેલી કોમના જવાનો જરથોસ્તીઓને બહાઇ બનાવવાનું રોખણું જગાડે એ પણું અફસોસકારક છે.

ખ્રિસ્તી પાદરીઓ અને મુસલમાન મુલ્લાઓ જ્યારે પોતાનો ધર્મ પારકાઓમાં ફેલાવવાની કોશિશ કરે છે, ત્યારે તેઓ ખુલ્લી રીતે બાહિમ્મત તેમ કરે છે. પણ બહાઇઓ જેમ અસલવારેથી બીહતા ધ્રુજતા, ભરાઇ છૂપાઇને પોતાનો ધર્મ ફેલાવતા આવેલા, તેમજ આજના તેમના ધર્મોપદેશકોમાં જાહેર રીતે કામ કરવાની નૈતિક હિમ્મત આવેલી જણાતી નથી. ભોળાં લોકોની આંખે પાટો બાંધતાં તેઓ લખે છે અને બોલે છે કે તેમનો કાંઇ સ્વતંત્ર ધર્મ નથી, પંથ નથી. તેમનાં ધર્માલયો નથી, કે તેમનો ધર્મગુરુ વર્ગ નથી. એટલે દરેક માણસ પોતાનો બાપીકો ધર્મ રાખીને બહાઇ બની શકે. ખરી હકીકત ખચિત તેમ નથી જ.

થોડાંક વર્ષની વાત ઉપર કરાંચીમાં જણાયું કે પારસી ધર્મ-ખાતાઓનો લાભ લેનારાં ઈરાની કુટુંબોના કેટલાંક મોટી ઉમ્મરનાં બચ્ચાંઓનાં દિલમાં સુદરેહ કુસ્તી નહોતાં. તપાસ કરતાં તેમના વાલીઓએ જણાવ્યું કે તેઓ બહાઈ થએલાં હોવાથી પોતાના ફરઝંદોની નવજોત કરતાં જ નથી. એટલે આપણે તેવા કુટુંબોને આપણા ખાતાંઓનો લાભ આપવાનું બંધ કર્યું. આપણી કોમમાં કોઇના મરણ પ્રસંગે ઈરાની ભાઇઓ

એટલે આવે છે, તેમાંના જેઓ બહાઈ હોય છે તેમને આપણી અનજુમનના સેક્રેટરી સેજદો કરવા અંદર જવા ના કહે છે, અને તે મુજબ અમલ થાય છે. બહાઇ થએલા આ ઇરાનીઓ બહાઈ કાયદા મુજબ પોતપોતામાં લગ્ન કરે છે, અને જ્યારે તેમનામાં કોઇનું મરણ થાય છે, ત્યારે મરનારની લાશને બહાઈ કબ્રસ્તાનમાં દાટવામાં આવે છે. કરાંચીનાં એક જાણીતાં જુનાં હમદીન કુટુંબનાં એક કેળવાયેલાં જવાન બાનુનાં લગ્ન બહાઈ રેવાજ પ્રમાણે બહાર ગામની બહાઈ સોસાયટીનાં મુખ્ય સભ્યોએ બહાઇ થએલા એક મુસલ્લમાન સાથે હમણાં જ કીધાં છે. બહાઈ બાતેન માર્ગના આ સભાસદો જાંણે બહાઈ ધર્મગુરૂઓની ગરજ સારે છે. ભેદ ભરમનો પડદો અહીં આપમેળે ખુલી જાય છે.

જેમ એક જરથોસ્તી જે દહાડેથી ખ્રિસ્તી ધર્મ અખત્યાર કરે તે દહાડેથી તે ખ્રિસ્તી બને છે, અને મુસલમાન ધર્મમાં વટલે કે જરથોસ્તી ગણાતો બંધ થઇ મુસલમાન થાય છે, તેમજ જે જરથોસ્તી આજે બહાઈ બને તે ત્યાર પછી જરથોસ્તી નહો પણ બહાઈજ બને છે. એકી વખતે મીયાં અને મહાદેવના મુરીદ બની નહિ શકાય. એક પગ મસજીદમાં અને બીજો પગ મંદિરમાં મુકી નહિ શકાય. દિવાળીને દહાડે જનોઇ પહેરી ઇદને દહાડે તેને તરછોડી નહિ શકાય. આપણી વહાલી કોમની શાંતિમાં ખલલ કરવાથી દુર રહેવાની સારી બુદ્ધિ પરવરદેગાર આ મહેરબાનોને બક્ષે.



**દસતુર ડૉ. માણેકજી ન. ધાલા ૧૯૦૫ ના મે મહિનામાં જ્યારે અમેરિકા જવા પહેલીવાર ઉપડયા હતા ત્યારે સ્ટીમર ઉપર તેઓને એક બહુદ મિશનરીનો નાપસંદ અનુભવ થયો હતો. તેનું વર્ણન દસતુરજી સાહેબની જાણીતી 'આત્મકથા' (સફા ૯૦-૯૨)માંથી નીચે પ્રમાણે આપવામાં આવ્યું છેઃ—**

પહેલો વર્ગ ઉતારૂઓથી ચિકાર હતો. હોદ્દેદારો હતા, ધનાઢ્યો હતા, અને સાથે લાગા ધર્મ ધુરંધરો પણ ઘણા હતા. કૅથલિક હતા, પ્રૉટેસ્ટંટ હતા, મિશનરી હતા; મુસલમાન હતા, બહાઈ હતા અને હું તે જરથોસ્તી હતો. મુંબઈના રોમન કૅથલિકોના વડા ધર્મગુરૂ આર્ચ-બિશપ ડલહોફ અને તેમની સાથેના ત્રણ પાદરીઓ અને બે સિસ્ટર્સો રોમ જતાં હતાં. ત્રણ પ્રૉટેસ્ટંટ મિશનરીઓ હતા. નામદાર શાહ મુઝફ્ફરદ્દીન યુરોપની સહેલગાહે નિકળ્યા હતા, તેમને વીએનામાં જઈ મળવાને હિંદુસ્તાન ખાતેના ઇરાની કૉનસલ જનરલ હતા. વટલા-લાવવાના ઉત્સાહમાં ભલા મિશનરીને બાજુએ બેસાડે તેવા એક તબરીઝના ધર્માંધ બહાઈ વેપારી હતા. આઠ પાદરીઓ સૅકંડ કલાસમાં હતા. સ્ટીમરના સત્તાવાળાઓની કંઈક છુટછાટથી એ લોકો પણ અમો વચ્ચે આવીને બેસતા હતા. આપણી કોમમાં અસલી વિચાર-વાળાં ડોસાં ડગરાં સવારના પહોરમાં મોબેદ નજરે પડી જાય તો સૂગાય છે. તેમ પશ્ચિમનાં બાનુઓમાં પણ તેવા વહેમ છે તે મેં પહેલ-વહેલું સ્ટીમર ઉપર જાણ્યું. સ્ટીમર ઉપરની પાદરીની હાજરી ઘણાં-ઓમાં અપશુકનભરી ગણાય છે. મોટે ભાગે દરિયા દોહવતી ઉતારૂઓની સઘળી સ્ટીમરોમાં કોઇને કોઇ પાદરી ઉતારૂ તો જરૂર હોય છે અને

રવીવારે સ્ટીમરમાં દેવળ ભરાતાં ત્યાં તેઓ ભણતર, બંદગીનું પાદરી તરીકે હંમેશાં વડપણ લેતા રહે છે. છતાં પાદરીની હાજરી સ્ટીમર માટે માઠા શુકનવાળી એ લોકોમાં મનાય છે. અમારી સ્ટીમર ઉપર તો ખાસા અઢાર હતા.

આર્ચબિશપ ઝાઝા વાદવિવાદમાં ભાગ લેતા નહિ. કોઇ કોઇ દાનાઇ અને ડહાપણભરી રીતે ધાર્મિક ચર્ચા કરતા જ્યારે કેટલાક લેભાગુઓ જુઠું સાચું કાંઇને કાંઇ ખોખરૂં કરતા. મિશનરીઓ પોતાના ધર્મને એકલો સાચો અને સંપૂર્ણ હોવાની હઠ લેતા અને બીજા કોઇપણ ધર્મમાં કાંઈપણ અભ્યાસ કરવા જોગ હોઈ શકે તે માનતા નહિ. તકરારમાં તુરત જણાઈ આવતું કે પોતાના ધર્મ સિવાય બીજા ધર્મોનું તેઓ કાંઈપણ જાણતા જ નહોતા. મારા મોઢેથી વખતે વખતે “ઝોરોએસ્ટર”, શબ્દ નિકળે તે માટે એકે આખરે પોતાની અગાધ અજ્ઞાનતા જાહેર કરી દેતાં જણાવ્યું કે એ નામ તેમણે આગળ કદી સાંભળેલું નહોતું.

મિશનરીઓને ભૂલાવે તેવી ખંતથી બહાઇ ભાઇએ પોતાના ધર્મની મોટાઇ મારા મન ઉપર ઠસાવવા માંડી. ખ્રિસ્તી મિશનોને યુરોપ અને અમેરિકાના લોકો લાખોરૂપિઆના વાર્ષિક ખરચે નિભાવે છે. પોતાના ધર્મના ફેલાવા માટે મિશનરીઓ દુનિયાના સઘળા ભાગોમાં ફરી વળે છે. ખ્રિસ્તી ધર્મની માફક પોતાના ધર્મનો ફેલાવો કરવાનું કામ મુસલમાનો પણ કરે છે, પણ એ લોકોની રૂઢી જુદી હોય છે. એ લોકોના ધર્મનો ફેલાવો કરવાને માટે ખ્રિસ્તીઓની માફક લાખોનાં ફંડો હોતાં નથી. ધંધારોજગાર અર્થે આફ્રિકા જતા મુસલમાનો પોતે સૌ સૌની ઓળખ પાળખના વિસ્તારમાં પોતાની સમજાવટ લાગવગથી પછાત વર્ગના લોકોને પોતાના ધર્મ તરફ ખેંચે છે અને તેને મોટું સવાબનું કામ ગણે છે. છેલ્લાં પચાસ પંચોતેર વરસમાં લાખોરૂપીઆ ખરચીને ખ્રિસ્તી મિશનરીઓએ મોટી સંખ્યામાં સીધીઓને પોતાના ધર્મમાં લીધા છે, જ્યારે ખોજા, મેમણ, વહોરા વિગેરે મુસલમાનોએ

એવો કશો ખરચ કીધા વગર સારી જેવી સંખ્યામાં ત્યાંના લોકોને મુસલમાન ધર્મમાં વટલાવ્યા છે.

બહાઈ વેપારી મુંબઇ તથા પુનામાં કેટલાક વર્ષો રહેલા હતા, એટલે પારસી કોમથી વાકેફ હતા. જ્યારથી તેમણે જાણ્યું કે ઇરાની ભાષાઓનો વધુ અભ્યાસ કરવાને માટે કોમને ખરચે હું અમેરિકા જતો હતો ત્યારથી તેમણે મને આગ્રહ કરવા માંડયો કે અમેરિકામાંથી મને કાંઇપણ નવું મળશે નહિ અને એ મરણ પામેલી ભાષાઓના અભ્યાસના વધારા પાછળ એવી રીતે જર અને જહેમતનો ભોગ આપવાનો વિચાર ભૂલભર્યો હતો. તેમનું કહેવું હતું કે જરથોસ્ત સાહેબે કહેલું છે કે સોશ્યોસ આવશે. તેમની તે આગાહી મુજબ સોશ્યોસ આવી ચૂકયા છે, અને તે બહાઈ ધર્મના સ્થાપક બહાઉલ્લા પોતે છે. બહાઇઓનું મૂખ્ય મથક અક્કામાં હતું અને ત્યાં તેઓ પોતે જનાર હતા. મને પોતાની સાથે ત્યાં લઈ જવાની તેમણે ઇચ્છા દેખાડી અને તેમના પંથના વડા અબ્બાસ એફેન્દી સાથે મને મેળાપ કરાવવાનું પોતે માથે લીધું. ખરી રોશની મને અક્કામાંથી જ મળી શકશે તેને બદલે અમેરિકા જવું તે પૈસાની બરબાદી સમાન હતું એ તેમનું કહેવું હતું. પરવરદિગારનો સૌથી નવો ધર્મ તે બહાઇ હતો અને તેમના સૌથી છેલ્લામાં છેલ્લા પયગમ્બર તે બહાઉલ્લા હતા. તે ઉપરથી અમારી વચ્ચે લંબાણ વાદવિવાદ ચાલતો. હું જરથોસ્તી ધર્મની તારીફ કરતો તે તેમને ગળે ઉતરતું નહિ. ત્રણ ચાર દિવસ રોજના કેટલાક કલાકની એવી તકરારમાં નિકળ્યા. મેં તેમને હસીને કહ્યું કે અમેરિકામાં મારો અભ્યાસ પૂરો કરી પાછા ફરતાં વળતી મુસાફરીએ હું અક્કા જઇશ. તેમણે મને જણાવ્યું કે જીંદગીનો ભરોસો નથી. કાલઊઠીને મારી કજા રજા થઇ તો ખુદાતાલા મને માફ કરશે નહિ કારણ કે નવી રોશની નજદીક આવી હતી તે વખતે તેનો લાભ ન લીધો અને ભવિષ્ય ઉપર મુલતવી રાખ્યું. બહાઈ ધર્મના શિક્ષણથી હું વાકેફગાર હોવાથી મેં તેમને જણાવ્યું કે જરથોસ્તી ધર્મ જે શીખવાડે છે તેથી કાંઇપણ

નવું બહાઇ ધર્મ શીખવાડતો નથી. મારો ધર્મ મને વહાલો હતો અને હું તેને બહાઇ યા બીજા કોઇપણ ધર્મ કરતાં વધારે મોતેબર ગણુતો. મારા એવા શબ્દો સાંભળતાં મિશનરી જાહેલ્યતથી તેઓ મારી ઉપર ઉતરી પડયા. તે પછી અમારી વચ્ચેનો વાતચીતનો વહેવાર બંધ થયો. પોર્ટ સૈયદ આવતાં તેઓ મને મળ્યા વગર ઉતરી ગયા.



**દસતુર ડૉ. ધાલાએ પોતાના એક મિત્રને બહાઇ ધર્મ વિષે એક પત્ર લખ્યો હતો, અને તે મે ૧૯૪૩નાં "ચેરાગ" માં છપાયો હતો. તે પત્ર ઉપયોગી માહિતી ધરાવતો હોવાથી "ચેરાગ"ના અધિપતિ સાહેબની કૃપાથી અહીં રજુ કરવામાં આવે છે.**

સને ૧૯૦૫માં જ્યારે હું ન્યુયોર્ક જવા ઉપડયો, ત્યારે પુનાના એક આગેવાન બહાઈ થયલા મુસલમાન ગ્રહસ્થ સાથે મુસાફરી દરમ્યાન બહાઇ ધર્મ માટે મને થયલા વાદવિવાદ સંબંધમાં મારી 'આત્મકથા'માં મેં લખ્યું છે. અમેરિકા જઈ પુગતાં જોયું કે સ્વામી વિવેકાનંદના વખતથી જગેજગ ત્યાં સ્થપાયલી વેદાંત સોસાયટીમાં દાખલ થયલા અમેરિકનો પોતાનો ખ્રિસ્તી ધર્મ તજી વેદાનટિસ્ટ બન્યા હતા. તેમ ત્યાંની બહાઈ સોસાયટીમાં જોડાયલા ખ્રિસ્તી અમેરિકનો ખ્રિસ્તી ધર્મ તજી બહાઇ થયા હતા. જરથોસ્તી ધર્મ ઉપર આપેલાં મારાં એક ભાષણ પછી ન્યુયોર્કની બહાઇ સોસાયટીના સરનશીન મને મળ્યા અને મને આગ્રહ કરવા લાગ્યા કે જરથોસ્ત સાહેબે સોશીયોસની આમદની જે આગાહી કીધી છે તેજ બહાઉલ્લા છે, માટે જુનો જરથોસ્તી ધર્મ છોડી નવો બહાઈ ધર્મ મારે એખત્યાર કરવો.

મુંબઈ પાછા ફરવા પછી મરહુમ વિદ્વાન એરવદ જીવનજી મોદી સાથે એ બાબે મેં વાત કરી. તેમનું મત એવું હતું કે જેમ એક જરથોસ્તી થીઓસોફિસ્ટ યા ફ્રીમેસન બની શકે તેમ પોતાનો

ધર્મ તજવા વગર બહાઇ પણ થઇ શકે, કારણ કે એ કાંઈ એલાહેદો ધર્મ યા પંથ નથી.

કરાંચીમાં તે વખતે બહાઇ હિલચાલ પગભર થયલી નહોતી અને કોઇ ઈરાની જરથોસ્તીઓ તેમાં જોડાયલા હતા નહિ. એટલે એ સવાલ મારી નજર સામે રહ્યો નહિ.

સને ૧૯૨૧ માં અમે ઇરાન ગયાં ત્યાં જગેજગ મોટી સંખ્યામાં અમે ઈરાની જરથોસ્તીઓને બહાઇ થયલાં જોયાં. કઝવીનમાં વસ્તા અરબાબ ખોર્ઝુએ એક રાતે મારે માટે ત્યાંના બહાઈઓની એક મજલિસ બોલાવી. ત્યાં બે કલાક વાદવિવાદ ચાલ્યો અને તે અરસામાં તેના વડા મુસલમાન બહાઇ મને એજ આગ્રહ કરવા લાગ્યા કે હિંદુસ્તાન પાછા ફરયા પછી મારે બહાઈ ધર્મનો પ્રચાર કરવો, કારણ જરથોસ્ત સાહેબે જણાવવા મુજબ જ છેલ્લા નવા પયગમ્બર તે બહાઉલ્લાહ હતા. તહેરાનમાં અમે મરહુમ અરદેશર રિપોર્ટરને ત્યાં ઉતર્યા હતાં. વરસોથી ઇરાન ખાતે વસ્તા હોવાથી તેઓ બધી બાબતમાં જાણકાર હતા. તેમણે મને જણાવ્યું કે જાહેરમાં જણાવવામાં આવે છે તેવી બહાઈ હિલચાલ નિર્દોષ નથી. જેમ એક માણસ મુસલમાન કે ખ્રિસ્તી ધર્મ એખત્યાર કરે તે દહાડેથી પોતાનો ધર્મ છોડે છે, તેજ માફક જે બહાઇ ધર્મમાં વટલે તે બહાઇ જ છે.

પાછલથી સર જીવનજી મોદીએ ઈરાનની મુસાફરીએથી પાછા ફરવા પછી બહાઇ હિલચાલને માટે મુંબઇમાં પોતાના આગલા વિચારજ રજુ કીધા. મી. રિપોર્ટરના વાંચવામાં તે આવતાં તહેરાનથી એમણે મને લખ્યું કે સર જીવનજી જેવા જોખમદાર સાહેબ તરફથી એવા વિચાર જાહેર થવાથી કોમને નુકસાન થવાનો સંભવ છે. એઓ એ સવાલ બાબે વિગતે ખરી હકીકત લખનાર હતા, તેટલામાં તેમનું મરણ થતાં વાત ત્યાં અટકી.

કેટલાંક વરસ્થી કરાંચીમાં મોટા પાયા ઉપર બહાઇ સોસા-

યટીની સ્થાપના થઇ છે. તેમનું પોતાનું ધણીયાતું મકાન છે અને તેના સરનશીન એક ઇરાની (જરથોસ્તી) બહાઇ છે. અત્રેની 'ધી મામા પારસી ગર્લ્સ હાઈસ્કુલ'માં શીખતી મોટી ઉમરની કેટલીક છોકરીઓના સંબંધમાં જણાયું કે તેમનાં દિલ ઉપર સુદરેહ કુસ્તી નહોતાં. કારોબારીઓએ પુછપરછ કરતાં છોકરીઓના વાલીઓએ જણાવ્યું કે તેમણે બહાઈ ધર્મ એખત્યાર કરેલો હોવાથી તેઓ પોતાનાં બાળકોની નવજોત કરતાં નથી; તે ઉપરથી તેવી છોકરીઓને રૂખસદ આપવામાં આવી. એવાં બહાઇ થયલાં ઇરાની કુટુંબોના ભાઈઓ કોઇ જરથોસ્તીનાં મરણ પ્રસંગે ઓટલે આવે છે, ત્યારે અનજુમનના સેક્રેટરી તેમને જણાવે છે કે લાશને સેજદો કરવા તેમણે અંદર જવું નહિ, એટલે તેઓ અંદર જતા નથી. એ લોકોમાં પોતામાં મરણ થાય છે, ત્યારે બહાઇઓનાં કબ્રસ્તાનમાં તેની લાશ દાટવામાં આવે છે.

સાત દાયકાથી અત્રે વસતા એક આગેવાન, બહોળાં કુટુંબમાં ત્રણ મહિના ઉપર બનેલો એક બનાવ આ સવાલ ઉપર સીધું અજવાળું પાડે છે. કરાંચીમાં ઉછરીને મોટાં થયલાં એક ચંચળ નબીરીનાં લગન ત્રણ દાયકા ઉપર મુંબઈના એક હમદીન સાથે થયાં હતાં. આ ગૃહસ્થ હાલ મુંબઇમાં નોકરી કરે છે, જ્યારે તેમનાં ધણીયાણી કેટલાંક વરસથી છોકરાંઓની કેળવણી માટે બેંગલોરમાં રહે છે. ત્યાંની બહાઇ સોસાયટીનાં તેઓ સેક્રેટરી છે. ગયે સાલ બહાઇ ધર્મમાં વટલેલા એક મુસલમાન જવાન ઇરાનથી બેંગલોર આવ્યા અને ત્યાં તેમણે બહાઇઝમ ઉપર ભાષણ આપ્યું. સેક્રેટરી બહેનના કુટુંબમાં તેઓ આવતા જતા થયા, અને પરિણામમાં બાઇની ૨૧ વરસની ઉમરની દીકરી સાથે પ્યારમાં પડયા, અને તે પછી ત્યાંની બહાઇ મંડળીના inner circle ના સભાસદોએ બહાઇ કાયદા મુજબ તેઓ બન્નેનાં લગ્ન કીધાં. તે પછી તે જોડું ગોરખપુર ગયું છે. આ હકીકત બેંગલોરથી અમે જાણી. તે ઉપરાંત મુંબઈમાં વસતા દુઃખી પિતાએ પોતે મને લખી.

દુનિયામાં જે ધર્મો બીજાંઓને વટલાવે છે, તેઓ જાહેર રીતે તેમ કરે છે. પણ આ બહાઇઓ બહારથી જુદો દેખાવ કરી નિર્દોષતા દેખાડી લોકોને ભમાવે છે. એ લોકો કહે છે કે અમારો ધર્મ નથી, પંથ નથી, અમારાં ધર્માલયો નથી, ધર્મગુરૂઓ નથી વગેરે. એથી આપણે સઘળાં ભોળવાઇએ છીએ. એ લોકોની મંડળીમાં જેઓ inner circle માં ચુંટી કઢાય છે, તેમને નેકાહ કરવાનો, લાશ દફનાવતી વખતે ક્રિયા ભણતર કરવાનો વગેરે અધિકાર હોય છે. સઘળી રીતે એ જુદો, સ્વતંત્ર ધર્મ, પંથ છે અને બહાઇ થતા આપણા જરથોસ્તીઓ આપણો ધર્મ છોડી પારકા ધર્મમાં વટલે છે.



# બહાઇવાદની ચળવળ અને બહાઈ સંપ્રદાયના ફતવાઓ

લેખકઃ એરવદ ખુરશેદ શા. દાબુ એમ. એ., એફ. ટી. એસ.

પુખ્ત વિચાર બાદ અને કોમ તથા દીન તરફની મારી ધર્મગુરૂ તરીકેની ફરજના ખ્યાલથી, આ લેખ પ્રગટ કરતાં મારે ઉમેરવું જોઈએ કે બહાઇવાદ સાથની મારી ઓળખ ૧૯૧૦ થી ચાલુ છે. મેં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે, ભાષણો સાંભળ્યાં છે. (એકાદ એમાં હું પ્રમુખપદે હતો). આ હિલચાલે છેલ્લાં જે સ્વરૂપ જાહેર કીધું છે, અને અમદાવાદમાં જે યુક્તિઓ વપરાઇ છે, મુંબઈથી જે લેખો તેના હિમાયતીઓએ જરથોસ્તી ધર્મ અને પારસી કોમને હલકા પાડવા છાપ્યા છે, ઇરાનના હમદીનોનું કાટલું કહાડવા ત્યાં જે છુપી પ્રચારનીતિ વપરાઈ છે, અને એક જુદા જ સંપ્રદાય તરીકે સ્થાપના કરનારી પોતાની જે કાર્યનીતિ જાહેર થઇ છે—એ સઘળું જોતાં મારૂં આધીન મત જાહેર કરવા ફરજ પડે છે, જોકે હું કદીબી કોઇ વ્યક્તિ યા કોઇ ધર્મ ઉપર પ્રહાર કરતો નથી. કાગજની મોઘવારીના કારણે મારા વિચારો બહુ જ ટુંકમાં દર્શાવવા માટે માત્ર માર્ગદર્શક સુચના (points) અહીં નોધું છું. જેથી આ લેખ એક સંપૂર્ણ તપાસ રૂપે રહી શકતો નથી તે માટે દિલગીર છું. આ બાબદને હું બે દ્દષ્ટિથી તપાસી રહ્યો છું. (૧) કોમના એક અદના મોબેદ તરીકે અને (૨) કોમની કેળવણી સાથના લગભગ ત્રીસ સાલના અનુભવની રૂએ.

## (૧) ધર્મોનું સરખાપણું (Equality)

ઘણા ધર્મો સાથ મારા અભ્યાસનો સંબંધ છે. એક થીઑસોફિસ્ટ

તરીકે મેં ઘણા મઝહબોની ખુબીઓ તપાસી છે; તેમના માર્ગો અને આદર્શો બહુ દિલસોઝીથી તપાસ્યા છે; ખુદ બહાઇવાદના સિદ્ધાન્તો મેં તેવા જ ખુલ્લાં દિલથી સમજવા કોશેશ કીધી છે, તે પછી હું મારૂં મત જાહેર કરૂં છું કે **બધા ધર્મો વચ્ચે ભાઇબંધી** (brotherhood) **જણાય તોબી તેઓ વચ્ચે સરખાપણું** (equality) **નથી જ.** ફ્રાન્સનો ખુનો રેવોલ્યુશન આ બે વાતને ભેળી નાખવાથીજ આફતકારક બન્યો હતો. ખુદ ખનીજપદાર્થ, વનસ્પતિવર્ગ, જાનવરો, અને માણસોમાં પરવરે તરેહવાર વિલક્ષણો દાખલ કરી ખુદ એક જ વર્ગમાં બધું જુદું જુદું ધોરણ રાખ્યું છે. આદમીઓમાં સ્વભાવો, કાયનાત, મનોબળ, સંયોગો, તાલીમ, શોખ, ખાસીયત, તોખમ, આત્મબળ, તબીયત ઇ. કુંદીબંધ બાબદમાં **સરખાપણું** બિલકુલ નથી. તે જ પ્રમાણે હરેક ઇનસાનનો આત્મિકમાર્ગ, તેની દીની કવાયદ, તેની ઇમાનની દિશાઓ, અને તેનો ખુદાને મળવાનો રસ્તો જુદા જુદા ધર્મોએ જુદા જુદા નકશા મારફતે જાહેર કીધો છે. એકજ બાપના છ બેટાઓમાં જેમ સ્વભાવ, શક્તિ, સાધન, શોખનું જુદાપણું હોય તેમ બધા ધર્મો એકજ ખુદાઇ પિતાના પેગામો છતાં તેનું "સાઇનબોર્ડ" જુદા જુદા જ માર્ગો તરફ રાહ બતાવે છે. તેથી એકમાં રહી બીજાની ભેલસેલ કરવાથી બે જુદા ડોકટરોની ઉલટાસુલટી સારવાર કરવા જેવું જ જોખમકારક પરિણામ આવતું જોઇએ. છતાં એક આદમીએ બીજાના માર્ગ તરફ દિલસોજીથી જોવું જોઇએ. તે જુદા માર્ગની વિચિત્રતાઓ જાણવી જોઇએ, અને comparative religion મારફતે મુકાબલાઓ કરી આ સર્વે જુદીનો વચ્ચે સંપ એખલાસ જાળવવા તજવીજ કરવી જોઇએ. ખુદ મારા ઘરમાં દરેકનો ખુરાક જુદો જુદો છે તે સર્વેની તબીયત, શોખ અને જરૂરયાત પ્રમાણે છે; તેવી જ રીતે જરથોસ્તસાહેબે ગાથામાં કહ્યું છે, "આ વરેના વાચીથહ્યા નરેમ નરેમ ખખ્યાઇ તનુયે" યાને પોતાની મનની રોશન આંખ વડે દરેક જને પોતાનો વિચિત્ર વર્ણ (ઇમાનનો માર્ગ) નક્કી કરી લેવાનો છે. આ કારણસર જ્યારેબી

**એકત્રતા** (equality)ને નામે ભાષા, કે પ્રજાઓ, કે ધર્મો, કે દેશોને એક ખિચડામાં મેળવી દેવા પ્રયત્ન થાય છે ત્યારે તેમાં ખુદાની યોજનાનો ઈન્કાર હોવાથી તે હમેશ નિષ્ફળ જાય છે. ખુદ પુરૂષ-સ્ત્રી વચ્ચે પણ તેવી સમાનતા નથી જ, પારસી ને અરબ વચ્ચે તે નથી, અને તેથી સૌને માર્ગ સૌ જુદા છે. ટુંકમાં જગતના ફુલોની એક વાડી હોઇ શકે, તારાઓનું એક આકાશ છે—પણ તે સર્વે પોતાની જુદી જ ખુશબો ને જુદા જ પ્રકાશ માટે સરજાયલા છે. ભાઈબંધીનો અર્થ કદી પણ સરખાપણું થતો નથી—અને તેથી બહાઈવાદનો માર્ગ (તે એક **ધર્મ** બને ત્યારે) જરથોસ્તીમાર્ગ હોઇ શકતો નથી. તેમજ હતે તો એને જુદા માર્ગની હસ્તીજ શું કામ? ને તેમજ હોય તો જરથોસ્તી દીન **છોડીને** બહાઇ તરીકતો લેવાની જરૂર જ શું કામ? તેમજ હોય તો બહાઈ સંપ્રદાય પુષ્કળ ખર્ચે પોતાનો પ્રચાર કરવાને બીજાં નિર્દોષ મેંઢાનો શિકાર કરવા નિકળે જ શું કામ?

## "સર્વ ધર્મો એક સરખા નથી"

આ વાતની પુરવારીમાં દાખલો લઇએ. આરબ પ્રજા જાહેલ-તોફાની-સ્વચ્છંદી હતી, તેની **ઇચ્છાશક્તિ** (will)તાબે કરવા જરૂર હતી. તેથી **ઇસલામ**(ખુદાની ઇચ્છાને શરણ જઈ તેના પરજ આધાર રાખવા) નો માર્ગ શીખવાયો. તેમાં રોજો-બહુ સખત પરહેજી-ઝકાત--નેમાઝ-હજ ઇ. સર્વે ડિસિપ્લિનનો મુખ્ય હેતુ માણસના સ્વભાવના ફટાંઉપણાને દાબી ખુદાને તાબે રહેવાની તાલીમ છે—પરંતુ ગઉતમ બુદ્ધના પેગામ વખતે હિન્દુ પ્રજા બાયલી કાયર બની હતી. બ્રાહ્મણો, દેવ દેવતા અને ક્રિયાકાંડના ભોગો વગર તેને ચાલતું હતું નહિ. તેથી તે પ્રજાની ઇચ્છાશક્તિ (will) મજબુત બનાવી બહાર લાવવા અને આત્મ-વિશ્વાસ પેદા કરવા એવું શિખવ્યું કે "દેવદેવતાઓ કાંઈ કલ્યાણ કરે નહિ; તમારી જ અંદર મુક્તિનું સાધન છે, તમે ઇચ્છો તો મરણનું બંધન તમે જ તોડવા ઠરાવ કરી શકો" ઇ. એ પ્રમાણે કોઈ ધર્મે સમય-સ્થળ-સંયોગને આધીન એક સદ્દગુણ-ભક્તિ, દયા કે અહિંસાની

વાત કીધી, ને કોઈએ **જ્ઞાન વડે સત્યશોધની** વાત કીધી. **એમ** દરેક ધર્મને સંગીત ગણીએ તો સર્વના સૂર (keynote) જુદા છે. ભલે બધા મળીને એક symphony સમાધાન–સંગીત બનાવતા હોય.

## [૨) બહાઇવાદ એક ધર્મ નથી

ખુદ બહાઈ સંપ્રદાય પોતાના સંદેશને અત્યાર સુધી Movement (ચળવળ) તરીકે ઓળખાવતો આવ્યો છે. તેણે "Religion" શબ્દ પોતાની આ હિલચાલ માટે વાપરવા ના પાડી છે. પણ "The Promised Day Is Come"ની ચોપડીના ૧૫૭ મા પાને લખ્યું છે કે "Baha comes as the prophet of the new era on which humanity is entering...a new era in religion." તેથી એ લોક ધીરેથી એમ કહેવા માગે છે કે નવી સદીનો નવો ધર્મ તે બહાઈવાદ છે, ને હાલની અપ–ટુ–ડેટ પ્રજાએ તે જ પાળવો જોઈએ. એક દીનના લક્ષણો નીચલાં હોવાં જોઈએ:—

(૧) તેમાં વિદ્વાનો લાયક બેઉ દુન્યાની ફીલસુફી યાને જ્ઞાન ડહાપણ હોવું જોઈએ. (બહાઈવાદ તો પેલી દુન્યાની વાત પણ કરતો નથી, ને આ દુન્યાને લાયકની બહુ જ સાધારણ રૂઢીઓ બનાવે છે.) (૨) તેમાં ભક્તોને લાયકની લાગણીની ખીલવણી માટેનું ઉત્તમ **નીતિશાસ્ત્ર** જોઈએ. (બહાઈવાદ બંદગી ભક્તિને વિસારી થોડીક દુન્યવી નીતિનો ભાગ ધરાવે છે.) (૩) તેમાં કુદરત અને ફરેસ્તાઈ જગતની ગુપ્ત શક્તિઓ, મીનોઈ પ્રવાહો ઝીલવા માટેની ઉત્તમ ક્રિયાઓ જોઈએ. (બહાઈવાદ ધર્મક્રિયાની ઠેકડી કરી અભરાઈ પર મુકે છે—તેને કોઈ ધાર્મિક ચિન્હ પણ જોઈતું નથી). એમ જ્ઞાન, ભક્તિ, ક્રિયાનાં ત્રણે લક્ષણો વિનાનો બહાઈવાદ ધર્મનું પદ ધરાવી શકે નહિ. પણ તે ધર્મ **નથી** અને છે એમ બેઉ જાતનો પ્રચાર કરી આજે એ સંપ્રદાય કેટલીક બિન ઈચ્છવાજોગ રૂઢીઓ વાપરે છે. તેનો અંગત અનુભવ અમદાવાદના એક કુટુંબમાં મને થયો છે. એક તરફથી જરથોસ્તીધર્મ

ને જંગલી ચીતારવા બધી કોશેશો થઈ છે. ભોળા યુવાન ભાઈબહેનો સમક્ષ "જાંમાસ્પી" જેવી એક બિનસત્તાવાર ફારસી ચોપડીને જરથોસ્તીધર્મના શાસ્ત્ર માફક ગણાવવા પેરવી થઈ છે. અને તે પછી બહાઇ સંપ્રદાયનો ધર્મ જુદો જ છે માટે "તમો જરથોસ્તી ધર્મ છોડો" એવી ખુલ્લી સુચના થઇ છે. મેં ત્યાં એમ કહ્યું કે "બહાઇવાદ એક ધર્મ નથી" તે વાકયનો દુરઉપયોગ કરી સૌને એમ કહેવામાં આવ્યું કે તો પછી બહાઇ કહેવામાં ખોટું શું? હું આ લેખમાં બતાવીશ કે બહાઈ સંપ્રદાય જુદો જ બન્યો છે, અને તેણે મૂળ સ્થાપકના સંદેશનો નાશ કર્યો છે.

એક ધર્મનો છેવટનો હેતુ હંમેશાં આદમીને તેના અજ્ઞાન અંધકાર તેમજ મરણાધીન જીવનમાંથી મુક્તિ (Liberation) સ્વાન ઓગ્માગી શીખવવાનો છે. આ છેવટની મુક્તિ પછી તે ઇન્સાન રહેતો નથી, પણ ફરેસ્તાઇ દરજ્જેનો "સઓશીયંત" (પ્રકાશ આપનાર) બને છે. મુક્તિનો માર્ગ તેજ આત્મા બીજાને બતાવી શકે કે જેણે પોતે જન્મમરણના ચક્રમાં અમર્ગી મેળવી હોય, અને જે પોતે એક સંપૂર્ણ આસામી (પોઉરૂ-નરંમ) Adept બન્યો હોય. ગાથાસાં અશો જરથુસ્ત્ર માટે દાદાર હોરમજદની સરટીફીકેટ છે કે "તે એક પૂરોજ આત્મા છે કે જેણે મારાં શિક્ષણો સમજી જગતને મદદ કરવા લાયકાત મેળવી છે." સાચા પેગામ્બર એક યુગ (જમાના)માં આસ્તેમાં એકજ પાકે છે, કારણ તેમનું પદ જે "રતુ"ને નામે ઓળખાય છે, તે આખી દુન્યા માટે જગદગુરૂની ફરજો ધરાવે છે. બીજા સુધારકો તો ઘણા થાય છે, હિંદુધર્મમાં શંકર, મધ્વ, રામાનુજ, વલ્લભ, ઇ. આચાર્યો ઘણા થયા, છતાં મુદ્દાની વાત તો વેદ-ઉપનિષદનીજ સમજ આપવા. જરથોસ્તીધર્મમાં અનેક "જરથુસ્ત્રોતેમ" થયાઃ—દસ્તુર પેશોતન, તનસર, આદરબાદ, માનુશચેહેર ગોસનજમ, કે માની, ગોમાટીસ ઇ. ઘણા સુધારકો સંદેશ આપી ગયા, ને ઇરાનમાં રૂમી કે હાફિઝ, મનસુર, ઉમરખૈયામ જેવાએ નવિન પદ્ધતિની ધ્વનિ સંભળાવી, પણ

એ બધાનો આધાર તો ઇરાની અવસ્તાજ હતા. **તેમ બહાઉલ્લાહ સાહેબ ઘણું ઘણું તો ઇસલામના એક સુધારક** (Reformer) **જેવા હતા.** આજે જે બધા સિદ્ધાંતો તેમને ગળે ઓળવાય છે તે બધું તેમણે કહ્યું ન હતું. બહાઇવાદના **ગોઠવનારા** તો તેની પછીના ચેલાઓ પ્રચારકો છે. કારણ **બહાઉલ્લાહસાહેબે કોઇ પણ એક ધાર્મિકશાસ્ત્ર પદ્ધતિસર લખ્યું જ** ન હતું. ફક્ત તેમનાં થોડાં વચનો ને કાગળો પરચુરણ બાબદ પર છે, જે તેઓને ખ્રિસ્તાધર્મના ચેલા સેંટપૉલની સ્થિતિએ મુકે છે. પણ પાછળથી નવી સાયન્સ અને ફીલસુફી જે કંઇ જગતમાં પ્રસરે તે બધું જ જો "બહાઇ" ધર્મમાં સામેલ કરવું હોય તો તે રીતે **સર્વેજ નવા ને જુના સત્યો જરથોસ્તી હોવાનુંબી સાબેત કરી શકાય.** કારણ હફ્તનયસ્ત પ્રમાણેઃ—" ભલા વિચાર, વચનો અને કાર્યો જે અત્રે અથવા બીજે કોઇબી ઠેકાણે જણાયાં હોય, અગાઉ થયાં હોય યા હવે પછી થનાર હોય, તે **તમામ ભલાઇના હમે વખાણનાર અને ફિદાગીર ભક્તો અમે જરથોસ્તી મજદયસ્નીઓ છીએ."** ટુંકમાં જરથોસ્તીધર્મની વિશાળતા (catholicity) ફરમાવે છે કે " તમામ ભલા વિચાર, વચનો ને કાર્યોને વખાણવાં." અને તે રીતે નવા સત્ય સંદેશા ગમે એટલા આવે તેનોબી સત્કાર કરવા જેટલો તે ઉદાર ધર્મ છે. તેથી તે છોડો બીજું પકડવાનું અભણ અને બચ્ચાસહી વૃત્તિની નિશાનીઓ છે.

### ૩. મૂળ સ્થાપકનો હેતુ શું હતો.

૧૮૧૭માં **મીરઝાં હુસેનઅલી** નામના મુસલમાનનો જન્મ થાય છે. બે વર્ષ પછી "બાબ" તરીકે ઓળખાતા શખ્સ જન્મે છે. ૧૮૪૪માં આ "બાબ" (જૉન બેપટિસ્ટની નકલ કરી) નવા પેગમ્બર આવવાની આગાહી કરે છે ત્યારે તેઓ ક્યાંએ પોતાનાથી બે વર્ષ વડા **મીરઝા** માટે કશી સિફારશ કરી જતા નથી. તે અંધકારના જમાનામાં મઝહબનું ઝનુન હતું. પારસીઓને ઇરાનના તે ધાર્મિક ઝનુનનો પૂરો અનુભવ છે. તેવે વખતે સૌના દિલમાં સુલેહસંપ અને

Tolerance સહિષ્ણુતાની ખાહેશ હોય એ સ્વાભાવિક છે. તેથી "બાબ"ના દિલાસાભર્યા આગાહીના સખુનોને સૌએ આવકાર આપ્યો. ૧૮૪૪માં "બાબ"ને ઈરાનના મુલ્લાઓએ કેદ કરાવ્યા, ને ૧૮૫૦માં મારી નાખ્યા. ૧૮૬૩માં **મીરઝા** સાહેબે પોતે જ જાહેર કીધું કે "બાબ" જે પેગમ્બરની વાત કરતા હતા તે હું જ છું ને હું હવેથી 'બહા–ઉલ–અલ્લા"ના નવા નામથી ઓળખાઈશ. તમે તમામ **બાબીઓ** હવે **બહાઈ** બનો. એમ ઈરાનને "બાબી" ને "બહાઈ"ના વર્ગના લોકોએ એવી ઉમેદ આપી કે દેશનો ઉદ્ધાર કરવા લોકોમાં સંપ ભાઈબંધી ફેલાવવી. જેઓને હિંદુસ્તાનમાં ગાંધીજીના પેગામનો અનુભવ છે તેઓ આ વાત સમજી શકશે કે Mass-movement માં લોક–સમૂહને ઉશ્કેરવો સહેલ છે. ખુદ અહિંસાનો વાવટો લઈ જનારા કરપીણુ ખૂનો કરે છે, તેમ ત્યાં આ લોકોએ ત્યાંની સત્તાને ચેલેંજ કરવા માંડી. સરકારે બહાઉલ્લાહને, તેના બેટાને વગેરેને જેલમાં મોકલ્યા. નિયમ છે કે The blood of the martyrs is the seed of the Church". શહીદના મરણથી એક નવો જ ધર્મ પાકે છે, તેમ આ એક **શાંતિ અને ભાઈબંધીની વાતો કરનારા મંડળને ઉપયોગી દરજ્જો મળી ગયો** ને ત્યારથી એક પક્ષ અને સંપ્રદાય સ્થપાયો. અમેરિકાના લોકો બધાં નવિન ધતિંગો માટે હમેશાં પૈસો વેરે છે, તેમ આ આખી ચળવળ આજે પોતાનું મુખ્ય મંદિર (મસ્જીદ) ચીકાગો શહેરમાં ઓગણીસ દરવાજાના મકાનથી સ્થાપી બેઠી છે; ને બહાઉલ્લાહની કબર–પરસ્તીમાં ધર્મની ફરજ મનાય છે. મનુષ્ય સ્વભાવ વિચિત્ર છે. **કબીર** અને **નાનકે** હિંદુ મુસલમાનનોને એક જ થવા બોધ કીધો, તેમાંથી કબીર **પંથ** ને શીખ **ધર્મ** બે નવા ધર્મો જ બન્યા ને આજે તેઓ પોતાના અસલ શિક્ષકના પેગામને બદલે હિંદુ મુસલમાનથી પોતાને જુદા જ ઠરાવવા બનતું કરે છે. ખુદ મોહમદ સાહેબે ઇસાઈ–યાહુદીને એક કરી ભાઈબંધ બનાવવા બિરાદરી સ્થાપી; પણ તેમાંથી પણ આખરે માણસે

એક જુદો જ મઝહબ બનાવ્યો. હું સ્હેજ બી અજાયબ થતો નથી કે રશિયામાં ટૉલ્સટૉયના શાંતિના સબક પાળનારાઓએ તે દેશની જબરી કતલમાં પુરો ભાગ લીધો; ને ગાંધીજીની "રામ–રહીમ"ની વાતોમાંથી હિન્દમાં એક નવો સંપ્રદાય ઉભો થયો છે, ને કદાચ હવે પછી તેનું મંદિર પણ આવશે God made man in his own image but man made God in his own image. આદમી આખરે પોતે કસાઈ હોય તો "ક્ષ્નઓથ્ર અહુરહે મઝદાઓ" પઢીને બકરો કાપી શકે છે. એમ બહાઈ હિલચાલની મૂળ મકસદ જે સર્વને એકત્ર કરવાની હતી તેમાંથી આજે જુદો જ ટેળો, જુદી જ રાહ રસમો જુદા જ ફતવાઓ, જુદાં જ મુખ્ય મંદિર, અને જુદી જ જુગી રૂઢીઓથી પ્રખ્યાત થતો જાય છે. આ ઇન્સાનની કરૂણારસિક (tragic) ટેવથી એજ બહાઈ ટોળાના પ્રચારકો આજે એક બીજાની કતલો કરી રહ્યા છે. ખુનીની છરીથી અનેક બહાઈ આગેવાન કાયમની નિદ્રામાં પધારે છે.

## ૪. બધું એકજ કરવાની ઘેલછા

તેથી આદર્શવાદ (idealism) કોઈ વાર ધરતી ઉપર પોતાનો પગ રાખવાને બદલે હવાઈ વાતો કરવા માંડે છે તેમ આ નવા પંથની એક ઘેલછા બધાંને સરખા કરવાની છે. "પ્રોક્રસ્ટીસ" નામના માણસ પાસે એક પલંગ હતો તેના ઉપર તે સર્વને સુવાડતો ને કોઈ મહેમાન લાંબો હોય તો પગ કપાવી નાખતો, ને ટુંકો હોય તો તેને યંત્રમાં નાખી ખેંચાવી હાથ પગના સાંધા તોડી નાખતો. તેમ કેટલાકોને ધર્મ–ભાષા–કોમ બધું એક જ કરી નાખવાની ઉલટ વારંવાર થઈ આવે છે. હું ઉપર જણાવી ગયો તેમ તેવી જ ઇચ્છા પરમેશ્વરની હતે તો સર્વ સરખા સરજતે; તો બીમારી, ગરીબાઇ, બેઅક્કલીપણું, મનફેરી, કદરૂપાપણું ઇ. કશું હતે નહિ પણ જ્યાં ખુદાની સ્કુલે જુદા જુદા કોર્સ નક્કી કર્યા છે ત્યાં બધું એક કરવાની તજવીજ શું કામ? યુનિવર્સિટી સર્વ ગ્રેજ્યુએટોની "મા" કહેવાય છે, છતાં બધીજ ડીગ્રીમાં

જુદો જ કોર્સ, જુદી જ તાલીમ, જુદી જ જહેમત, ને જુદી જ શોધ ઇ. હોય છે, તેથી કંઇ ગ્રેજ્યુએટ દીકરાઓ વચ્ચે નાહકનો કજયો નથી. સૌના માર્ગે સૌ કોઇ ચાલે છે તેમ દુનિયાની યુનિવર્સિટીમાં સર્વ માટે એક જ ભાષા નથી. "એસ્પેરેન્ટો" જેવી ઉપજાવી કહાડેલી ભાષા બધામાં દાખલ કરવાની કોશિશ સ્હેજ બી ફાવતી નથી, છતાં બહાઇ લોકો સૌમાં એક જ ભાષા લાવવા મથે છે યાને હજારો ભાષાની પોતાની culture સંસ્કૃતિ હોય તેને ખેચી તાણી કાપીને પોતાના "એસ્પેરેન્ટો"ના બીબાંમાં નાખવા માગે છે. એકજ રૂઢીએ આ બહાઈ સંપ્રદાય તેવી જ હવાઇ કોશેશથી બધા ધર્મોને એક કરવાનું એક ચોકઠું (mould) રજુ કરે છે. તેઓ એમ નથી કહેતા કે સૌ જુદા જુદા માર્ગે રહો; પણ કહે છે કે સૌ અમારે માર્ગે આવો તો જુદા ધર્મો મટી જાય, ટુંકમાં આ **એકીકરણ** નથી પણ એકની જગાએ બીજાને ગાદીનશીન કરવાની વાત છે. એની સાબેતી ખુદ એમના લખાણથી હું અહીં આપીશ. પણ આવી હવાઇ રૂઢી કદી દુન્યાને એક કરી શકી નથી. તે ખુદાના, કુદરતના, ને ઇન્સાનના નિયમોમાં વિકાસ કદી કરી શકતી નથી. માટે બધું "યુનિવર્સલ" સરખું બનાવવા જતાં નાહક જે બેત્રણ સાથે હોય તેમાં બી ચીરા પડે છે. આ ઘેલછામાં કશું ઉપયોગી તત્ત્વ નથી છતાં સર્વ સુધારકોની એ એક ઉમેદ જ રહી છે. એક નાના કુટુંબના પોતાના જ પાંચ માણસને પણ જેઓ એક સરખા ધોરણે રાખી ન શકે તેવા સુધારકો દુન્યાને એક કરવા નિકળ્યા છે. એવા બહાઇઓ છે જેમાં ધણી-ધણીઆણી જુદાં પડી ફટાંઉ નીતિએ ફરતાં હોય પણ દુન્યાને એક કરવામાં મશગુલ હોય. ખુદ પોતાની કોમ વચ્ચે સહકાર, દિલસોજીથી રહેતાં ન આવડે પણ તેઓ જગતની બધી કોમને સાથે ભેલમભેલ કરવા વખત બરબાદ કરે છે. જેઓ પોતાના માબાપને જ તરછોડે છે, બાપીકા ધર્મને સમજ વગર હીણે છે, બાપીકા કોમના મંદિરને તજી બેઠા છે, તેઓ સૌના કુટુંબો, ધર્મો

ને મંદિરોને એકત્ર કરવા નિકળે ત્યારે ડૉંગુજીની બંદુકની યાદ આવે છે. એ લોકને ખુદા જો દુન્યાનો કારોબાર સોંપે તો બધાંની ચામડીના રંગ, લોહીના પ્રકાર, શરીરનું કદ... બધું એકજ બનાવે, દરેક બાગમાં એકજ જાતનાં ફુલ હોય, ખુરાક, કેળવણી, બધું એક રાખે ને બધાંને ચીકાગોના નવા મન્દિરમાં જ ઓગણીસ દરવાજાની હવા ખાવા મોકલે.

**૫. જરથોસ્તી ધર્મના લક્ષણોથી બહાઈવાદમાં નવું શું?!**

જરથોસ્તી ધર્મના ચાર મુખ્ય લક્ષણો છેઃ (૧) **ફ્રસ્પાયો એધ્રામઃ** સંપ, એકત્રબળ, અને એકદિલી—(૨) **નએદા-સ્નઇથીશેમઃ** જબરદસ્તી વગરની શાંતિ-સુલેહ અહીંસાઃ (૩) **ખએત્વદથાંમઃ** જાતિભોગ, સખાવત, પ્રેમ, સ્વાર્થત્યાગ, અને નિખાલસ સેવા; ૪. **અશઓનોમઃ** પ્રમાણિકતા, સત્યવાદ, પવિત્રતા, શુદ્ધ દયાનત સાફ શરીર અને મન. **એવું કોઇ બહાઇવાદનું શિક્ષણ છે કે જે ઉપલા ચારમાં નહિ સમાયું હોય?** એ લોકના બાર મુખ્ય સિદ્ધાંતમાં (૧) સત્ય શોધ, (૨) મનુષ્યની સંપીલી હાલત, (૩) પ્રેમ સાથેનો ધર્મ (૪) ધર્મો વચ્ચેની ભાઇબંધી (૫) વિજ્ઞાન અને ધર્મ વચ્ચે જોડાણ, તેમ ઇમાન ને તર્કવાદ વચ્ચે જોડાણ. (૬) વિશ્વવ્યાપક સુલેહ, (૭) આખા જગતની એકજ ભાષા (૮) ફરજીયાત કેળવણી (૯) બેઉ જાતિ (પુરૂષ સ્ત્રી) વચ્ચે ઐકય (૧૦) તવંગરોની ફરજ ને ગરીબોની પરવરશી. (૧૧) ઉદ્યોગીપણું (૧૨) ઇશ્વર એક જ છે તેથી તેમના હુકમનું પાલન. આ બાર નેમોમાં કોઈ એવી ચીજ છે કે જેની વિરૂદ્ધમાં જરથોસ્તી ધર્મે કાંઇ કહ્યું હોય? છતાં બહાઇ પંથના ભાઈ બ્હેનો જરથોસ્તી ધર્મ વિરૂદ્ધ પ્રચાર કરવામાં દૈયું ને હાથ બેઉ બગાડે છે! ઉપલા બાર પૈકી પહેલા ચાર સાદા નીતિના સિદ્ધાંત છે, તેમાં આધ્યાત્મિક ફીલસુફી જેવું કશું નથી. તેમાં બીજી જગત કે અણદીઠ હસ્તીઓ કે કરણીનો કાયદો કે આગલો જન્મ કે પેગમ્બરના મરતબાની કશી વાતો નથી. તે ફક્ત Ethics ચાલ-

ચલણના નિયમો છે. પાંચમો સિદ્ધ કરવા આજે દુન્યાના તમામ લોકો (ખુદ સાયન્ટિસ્ટો પોતે) મથે છે. (જુઓ પ્રો. દારાબ કાંગાવાળા Where Science & Theosophy Meet" ચાર વોલ્યુમમાં), અને તેથી તે બહાઈ પંથનો ઈજારો નથી. છટ્ઠો ને સાતમો ઉપર કહ્યા પ્રમાણેનો હવાઈ ખ્યાલ છે, તે બીજાં વીસ હજાર વર્ષે બી બનવાજોગ નથી. આઠ, નવ, દશ ને અગિયાર માત્ર સામાજીક અર્થ શાસ્ત્રના નિયમો જેવા છે, જેમાં ધર્મને માત્ર દૂરનો સંબંધ છે, કારણ તેમાં આદમીની પોતાની સ્વતંત્રતા છે. એમ તો બહાઈ લોકો ઓગણીસ દિવસનો મહિનો ને ઓગણીસ મહિનાનું વર્ષ ગણે તેમાં ખુદા યા પેગમ્બર પરવા કરતા નથી. પણ ફરજીઆત કેળવણી બાબે ને સ્ત્રીપુરૂષના સમાન હક બાબે આખી જગત જાગૃત થઈ ચુકેલી છે, તેમાં બહાઇ-ભાઇઓ બહુ મોડા છે. છતાં પુરૂષ ને સ્ત્રીને એકજ રીતે ઉછેરવા, એકજ જાતની કેળવણી આપવા, અને એક સરખી ફરજો સોંપવા સામે આખી કેળવાયલી જગત થાય છે. કારણ એને ખુદાએ જુદાંજ શરીરની કાયનાત, સ્વભાવ, દૃષ્ટિબિંદુ, અને ફરજો સોંપી છે. છોકરાં જનવાની માટીડાઓને હજી ફરજ પડી નથી, અને કોમળતા વગરની સ્ત્રીમાં ભાયડાપણું હોય તો માટીડાને તે ખપની નથી. એ બધું જાણ્યા વગર અહીં "સરખાપણાની" વાતમાં ફક્ત છકેલપણાનું સ્વછંદીપણું જ આવે છે. તે રીતે કોમની છોકરીઓને ઉધારી પારસીઓ પસ્તાઈ પરવાડેલા છે. બારમો સિદ્ધાંત જરથોસ્તી ધર્મથી એક રીતે જુદો છે. જરથોસ્તી ધર્મ એ ખુદાનું એકપણું—દ્વિપણું—ત્રિસ્વરૂપ—સપ્તક સ્વરૂપ—તેત્રીસવિભાગી સ્વરૂપ, ઉપરાંત "અહુરાંઓંગ્રહો અહુરાનીશ" અનેક અનંત સ્વરૂપ પણ સ્વીકાર્યું છે, તેથી તેને એવા એક કે બેના ઝગડામાં પડવા જરૂર નથી. જગતથી પર રહી ઝરૂખે બેઠેલા પ્રભુ, કે સર્વેમાં વ્યાપક રહી કામ કરતા પ્રભુ બેઉનું સત્ય પિછાનવું જોઇએ છે, છતાં ત્યારે બહાઇવાદ પાસે જરથોસ્તી ધર્મને કે પારસી કોમને શીખવવા જેવું કશું નથી.

## ૬. પારસી જરથોસ્તીના મુખ્ય એકરારો–તેની વિરૂદ્ધ બહાઇ પ્રચાર

કુસ્તીના ચાર ગાંઠ વાળતાં ચાર કબુલાતો દરેક બસ્તે–કુસ્તીઆંન ઓળખી રાખે છે :

**૧. માઝદયસ્નો :** મહાજ્ઞાની ઈશ્વર, જે સર્વેની દરેક ચીજનો જાણકાર, ડહાપણનો ભંડાર ને સૌનો હિસાબ રાખનાર છે, તેને માટે **રોજ યજ્ઞ,** જાતી ભોગની સેવા કરવી જોઇએ. પારસીની જિંદગીમાં સ્વાર્થનો ત્યાગ ને ખુદાઈ સેવા હોય.

**૨. જરથુશ્ત્રીશ :** અશો જરથુસ્ત્રનો માર્ગ જે તેઓએ શીખવ્યો તેજ માર્ગે ચાલવાની ફરજ. બીજા બધા માર્ગ ગમે તેટલા સુંદર દેખાય છતાં તેમાં ગુરૂ બદલાય તેથી તે માર્ગો જુદા છે. તેથી દરેકની કબુલાત છે કે "મારે માટે જરથોસ્તીધર્મ સર્વેથી મહાન—સર્વથી ભલો ને સર્વથી સુંદર ગણાશે." જેણે આ ગુરૂને બદલે મીરઝા હુસેનઅલીને મુકવા હોય તે ભલે તેમ કરે, તો તેણે જરથોસ્તીધર્મ માર્ગમાંથી કદમ ઉઠાવી લેવાં જોઇએ. દહીં દુધમાં રહેવા કરતાં કોઈ એકજ ગુરૂ સારો. મારે ડૉક્ટર થવું હોય તો હું ટેકનિકલ સ્કુલના પ્રોફેસર પાસે જતો નથી. કોઇને ખુરાક જોઈતો હોય તો તે પત્થરની ખાણમાં શોધતો નથી.

**૩. વીદએવો :** શયતાન સામે કમ્મર કસેલા સેપાહી માફક લડવા કટિબદ્ધ થવાની ફરજ, જેથી દરૂજી માર્ગ (વામમાર્ગ, વશીકરણ, જાદુકોટલ, શક્તિપૂજા ઈ.)ની વિરૂદ્ધ રહી પવિત્ર જરથોસ્તી માર્ગમાંજ કલ્યાણ ચહાનાર. બહાઇલોકો શેતાનનું નામ પણ દેતા નથી; પ્રેમાળ ઓી ધણીનું નામ ન દે તેવું કાંઈ ન હોય તો સારૂં. પણ આ Black magicનો માર્ગ સાચેસાચ હસ્તી ધરાવ છે, અને તેના ઉપર જરથોસ્તી ધર્મના મંત્રો (માંથ્રો)એ જીત મેળવી છે, એનો જાતી અનુભવ મને છે.

**૪. અહુરતકએશો :** એક ખુદા જેમાંથી સર્વ હસ્તી નિકળી તેમાં યકીન, શ્રદ્ધા, રાખનાર. ભલુભૂંડું જે મારે નસીબે આવે તેમાં ન્યાય છે, ઈનસાફ છે, તેથી તે એક એકલોજ મારો રાહબર આધાર

છે એમ કબુલવું. પછી તે માટે મારે ચીકાગોની મસજીદ કે બહાઉલ્લાહની કબરની જાત્રાની જરૂર રહે નહિ. પછી મારે બહાઈ સભા (જેના મનસ્વી રાજ્ય માટે હું હાલ લખનાર છું) તેનો આશરો શોધવો પડે નહિ. નરસિંહ મહેતાના નાથ માફક પારસીનો નાથ અહુર છે. જે શબ્દનો અર્થજ હસ્તીનું મૂળ છે. મૂળ છોડી મારે પાંખડાં કે પાંદડાં પકડવા શું કામ જવું?

**ઉપલા ચાર એકરારો તેમજ ચાર મુખ્ય લક્ષણોને અનુસરી પારસી જરથોશતીઓની રાહરસમો નક્કી થયલી છે.** જેઓ તે રાહરસમ તજે તે તેનો "સ્પિરિટ" (spirit) મુખ્ય રહસ્ય પણ તજે છે. આવી રાહરસમમાં નીચલી છેઃ—

(૧) લાશનો નિકાલ સૂર્યદા અને પક્ષીઓ મારફતે કરાવી કશી કબર બનાવવી નહિ, કશી જમીન બગાડવી નહિ, યા કોઇ કુદરતી તત્ત્વો અપવિત્ર કરવાં નહિ. પણ ફિશીઆરી વગરની, કરકસરવાળી, આરોગ્યતાનાં સિદ્ધાંતોવાળી, અને ભાઇબંધીમાં સર્વેને એક દરજ્જે ગણી સાથે ખાક બનાવનારી રૂઢી એ વંદીદાદ (વી–દએવો દાત= શયતાન સામેના કાયદા)નું ફરમાન છે. બહાઈઓ ભૂમિદા કરે છે તે તેઓનાં જ પાંચમા નિયમની વિરૂદ્ધ છે. કારણ આજે ખુદ વિજ્ઞાનીઓ તેની વિરૂદ્ધ પડયા છે, ને લંડનના બે માઈલના વિસ્તારમાં કોઈને પણ દાટવા મનાઈ છે.

(૨) આતશને ખુદાની શક્તિનું ચિન્હ આખી જગત ગણતી આવી છે (ઇજીપ્શીયન આતુન; એસીર્યન આતીસ; ગ્રીક એથીના; રોમન એડોનીસ; હીબ્રુ આદોનાઈ; ઇરાની આતર ઇ.) અને આતશ મારફતે હમેશા તે ઇશ્વરી Force જે આખી જગતની બધી વસ્તુમાં છે, તેને ખુદાના કેબલા તરીકે ગણી તેના બે સ્વરૂપે પૂજે છે. એક તેના યઝદોના મંદિરોમાંથી નિકળતાં ખુરેહ મારફતે અને બીજુ આત્માના **આતશને** સાચવીને. આ પરસ્તેશ બહાઈઓને કબુલ નથી. તેઓ

બીડી ફુકે છે, ઉઠમણામાં ખુદ ઈરાનમાં હુક્કા પીયે છે, ને આતશકદેહો વિરૂદ્ધ પોકાર કરી પેલા ઓગણીસ દરવાજાની મસજીદનો કેબલો કરે છે.

(૩) રોજ-રોજગારો તહેવાર ઈ. મારફતે કુદરતી સેનારા, સૂર્ય કે ચંદ્રની ગતિ મુજબના વખતની ગણત્રીથી સ્થાપેલા ગાંહમ્બારો ઈ.—એને બદલે આ જગતે કયાંએ ન અનુભવેલી બાબદ ઓગણીસ દિવસનો મહિનો ને ઓગણીસ મહિનાના વર્ષ મારફતે બહાઇનો માસીસો ને વરસી થાય છે!—તેમાં મુક્તાદ તો મીરઝા સાહેબની ને તેમના બેટા ઇ. ની કબર પર મુકેલાં ફુલમાં હોય છે.

(૪) લગ્નમાં લોહીની આર્યન શુદ્ધિ જાળવવાનું ફરમાન કોમને તાબે રહેવાના યજશ્નેના બારમા હાના કરારનામામાં લંબાણથી દર્શાવેલી ફરજનો ભાગ છે. બહાઈ પારસી છોકરીઓ બહાઈ ઢબે આશીરવાદ પામી મુસલમાન કે ઈસાઈ સાથે છડેચોક પરણે છે. એ જ બતાવે છે કે તે લોક અમુક કોમના રેવાજને કદી માન આપવા માગતાં જ નથી. લગ્નમાં ફરેસ્તાઇ હાજરી જેવું ધાર્મિક વાતાવરણ ન રાખી ફક્ત અમુક વચન આપી જોડાવાની પદ્ધતિ અમેરિકાના હૅાલીવુડની યાદ આપતી થશે એમાં કંઇ શક નથી.

(૫) જ્યારે જરથોસ્તી ધર્મ પેગામ્બર સાહેબ તરફના સિલસિલાબંધ સત્તા ધરાવી બરશનુમ ધારણ કરનાર મોબેદી શક્તિમાં માને છે,—ત્યારે બહાઇઓ કશા પણ ધર્મગુરુ વર્ગમાં માનવા ના પાડે છે. વગર ધર્મગુરૂની આ ન્યાત આખરે તો પોતાના મીરઝાસાહેબને નામે આપખુદ સત્તાજ જમાવે છે.

(૬) બસ્તેકુસ્તીઆન તરીકે શેતાન સામે કમરબંધ રાખવાની જરથોસ્તી (બલ્કે જમશેદ બાદશાહના વખતની પઓર્યતકએશી) રૂઢી જે વડે વારંવાર આપણે આત્મા તથા મનને બીદાર કરવા ચાવી આપી શકીએ તે—શેતાન સામેના લશ્કરનો યુનિફોર્મ. આ નિશાની અને તાવીઝ હવે બહાઇઓને કબુલ નથી (જો કે તેઓ ઈરાની સંસ્કૃતિની વાતો કરે છે) કારણ તેનાથી તેઓની "એક પ્રજા" બના-

વવાની પેરવીમાં હરકત આવે છે. માટે આજે ભાઈ ડૉ. જમશેદ ઉનવાલા કહે છે તેમ ઇરાનમાં ભાગ્યે જ થોડાક હમદીનો સુદરેહ કુશ્તી રાખે છે તેનું કારણ આ બહાઇ ચળવળ અને તેની છુપી underground યુક્તિઓ વડેનો પ્રચાર છે. અને થોડા વર્ષમાં ત્યાં કદાચ એકબી બસ્તેકુસ્તીઆન ન રહે તો અજાયબ થવાનું નથી. એમ તો હિંદના શહેરોમાંથી સુદરેહ કુસ્તી ગુમ કરવાનું માન ખ્રિસ્તી પાદરીઓ ખાટી ગયેલા હતા જ તેમાં આ હરીફ ભાગીદારો નિકળ્યા છે. સિપાહી બખ્તર વિના લડાઇમાં જાય તેમ અહીં આ તાવીઝ-તલિસ્માનના પોશાક વિનાનું અ-જરથોસ્તી લશ્કર બને છે, તેમાં બહાઇ પ્રચારનો મજબુત ટેકો છે. ટુંકમાં બહાઇ પ્રચાર પારસી જરથોસ્તી કોમને તોડનારો છે, તેથી કોઈપણ બહાઇ એ ધપે જરથોસ્તી ધર્મ વિરૂદ્ધના વર્તન રાખવા છતાં જરથોસ્તી કે પારસી તરીકેના હકો માગવા શેખી કરી શકે નહિ. ઇરાનના પ્રચાર બાબે ડૉ. ધાલ્લાસાહેબે ને ડૉ. ઉનવાલાએ પોતાના અંગત અનુભવો રજુ કીધા છે. હિંદુસ્તાન માટે અમદાવાદનું ખેતર કંઇક રૂપરૂપ હતું તેમાં મુંબઇ સપડાયું છે. 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ" આવે . માટે આ લેખ એક ચેતવણીના રણશીંગડા રૂપે છે. કાન હોય તો સાંભળો !

## ૭. બેહરામ-વરજાવંદનું ધતિંગ

પીર-સ્વામી-બાબા-સાંઇથી હેરાન થતી કોમને વળી એમ કહેવાયું છે કે ફારસી સાહિત્યમાં જે છેવટના પેગમ્બર આવનાર હતા તે જ એ હુસેનઅલી સાહેબ છે ! ને તેથી બહાઉલ્લાહ તેજ બેહરામ વરજાવંદ છે ! પણ જરથોસ્તી ધાર્મિક માન્યતા તો એવી છે કે જરથોસ્ત પેગમ્બર પછી તેમના બે ગુરૂ-પુત્રો હુશેદર તેમજ હુશેદરમાહ ઇરાનમાં જન્મી જરથોસ્તી ધર્મને ફરી ફરી સજીવન કરશે. તે પછી ત્રીજા ગુરૂ-પુત્ર સઓશ્યોસ પધારશે તે વખતે આખી જમીન પર ભુખ, બુઢાપો કે મોત નહિ રહેશે અને સર્વે અમર થશે—આ બાબતને પાછળથી સહેજ વધુ વિસ્તારીને કોઇએ લખી છે કે તે

પેગામ્બર બહેરામ નામના બાદશાહના વખતમાં હશે. તેઓ ચીન અને હિન્દના લશ્કર વડે આરબને હરાવી ઇરાનમાં જરથોસ્તી ધર્મ સ્થાપશેઃ ઇ. આવાં વર્ણનો આજે બી Adventistsના નામથી ઓળખાતો ખ્રિસ્તી વર્ગ સૌને કહે છે કે ક્રાઇસ્ટ પાછા આવવાનો વખત છે. કોઇ વિષ્ણુ ભગવાનના કલ્કી અવતારની આગાહી કરે છે. કોઈ ઇસ્લામીઓના મહેદીની આગાહી બતાવે છે! એટલે આ 'ખાહેશ' ને એ લોકો બની ચુકેલા બનાવો સાથે ભેળી નાખે છે. હુસેનઅલી સાહેબના વખત પછી કેટલાની ભૂખ ને ભુઝોર્ગી ને મોતની હાલત દફે થઈ? બહેરામ તો **રાજા** હશે એમ કહ્યું છે. ને **બહાઉલ્લાહ** તો સઓષઓસનું કામ કરતા ચિતરવામાં આવેલા છે. તનદરૂસ્તીમાં **શાહ વરજાવંદરા**, દસ્તુર પેશોતનરા "**સઓશીઓશરા**"...એમ જુદા જુદા આશીરવાદ છે. પણ પારસી બહાઈઓ પોતે જેવો ખિચડો છે તેવા જ ધર્મનો કરી રાજાને પેગામ્બરને ભેળે છે! સાચી રીતે વરજાવંદની વાત અવસ્તા પહેલવી સાહિત્યથી નિરાળી છે ને તે કેટલીક રીતે કવિતાઇ છે, પણ એ ભાઇઓ પોતે એક બીજાની કતલમાંથી પરવાડે પછી જ ઇરાન તરફ નજર દોડાવશે. હાલ તો અમેરિકાને પૈસે જાંગલા-મડમનો પંથ દોલત ઉપર તાગડધિન્ના કરી રહ્યા છે.

## ૮. આ નવા બહાઇ પંથ સંપ્રદાયની ગુલામી

બહાઇ મુવમેન્ટ નામની એ પંથની ચોપડીમાંથી હું થોડાં વાકયો ટાંકી બતાવવા માગું છું કે બહાઉલ્લા સાહેબના શિક્ષણને ઉલટાવી નાખી એ લોકે એક એવો ટોળો ઉભો કીધો છે કે જે દરેક અનુયાયી પાસે ગુલામીની આશા રાખે છે. તેનો એક છુપો વિભાગ છે, જે આપણા અંતઃકરણને ગીરવી મૂકવા કહે છે. અને તેથી જ બહાઇ પંથમાં ગએલાને પારસી કોમના બંધારણમાં કશું સ્થાન નથી. એ લોકની એક " સર્વોપરી મજલિસ " હોય છે. તેને જ ખેરાત આપવાની, તેના જ હુકમો માનવાના, તેનાં જ મન્દિરો કબુલવાનાં ઇ.

નીચેનાં થોડાં વાક્યો પછી વાંચક વર્ગની આખું ચોપાન્યું વાંચવાથી વધુ આંખ ખૂલશે.:—

પાનું ૧૪ : બહાઉલ્લા વિશ્વશાંતિની વાત કરતા કરતા સાથે વિશ્વની લડાઈમાં સૌને લડવું પડશે તેની વાત કરી ગયા છે.

પાનું ૧૯ : દરેક બહાઇને માથે ફરજ છે કે **મજલિસની સલાહ વગર કશું પગલું લેવું નહિ** અને (must assuredly obey **with heart** & **soul** its bidding & be **submissive** unto it) અને તેના હુકમોને જીગરથી તાબે થવું ને તેના ફરમાનબરદાર રહેવું.

પાનું ૧૯ : એ મજલિસોને તાબેદારી બતાવવી ફરજ્યાત છે. (essential & obligatory).

પાનું ૨૧ : નવી મસજીદ (ચીકાગો અમેરિકાની **મશારીકુલ** અઝકારને માટે દરેક બહાઇની ફરજ છે કે તે મસજીદની બહેતરી માટે મહેનત કરે...બહાઈ ચોપાન્યાંઓ માટે લવાજમો આપવાં, આર્ટીકલો લખવી વિ. પ્રચાર કરવાની ફરજ છે.

પાનું ૨૨ : જે ગામમાં રહેતા હોય ત્યાંની મજલિસને ફરજીઆત લવાજમ સૌએ આપવું જોઇશે. જેથી બહાઇ પ્રચારનું ફંડ એકઠું થશે, તેનો ઉપયોગ કરવો તે મજકુર મજલિસ પોતાની સ્વતંત્ર મુનસફીથી નક્કી કરશે પણ તેમાંથી teaching campaign યાને લડાઇ માફકનો પ્રચાર થશે. ("જામે" કહે છે કે "પારસી પૈસે પારસી મરે છે" તેની અહીં ગવાહી છે.)

પાનું ૨૭ : એ મુખ્ય મજલિસ સમક્ષ બધા સવાલો રજુ કરવા. તેજ સભા હુકમો (ordinances & regulations) ઘડી કાઢશે **જે હુકમો અસલ ધર્મપુસ્તકમાં પણ ન હોય.** બહાઈ પંથના વડા તે આ સભાના પવિત્ર વડા ગણાશે ને જીંદગી સુધી તેના વડા રહેશે (Sacred head ! ) [ જરથુશ્ત્રની જગા લેશે. ! ]

પાનું ૨૭ : બહાઈ ધર્મપુસ્તક તરફ સર્વે બહાઈઓએ હમેશાં

નજર રાખવી ને તેમાંના લખાણો પ્રમાણે ચાલવું. તેમાં જે ન લખ્યું હોય તે બાબે મુખ્ય મજલિસની સલાહ લેવી. That which this body by a majority doth carry, that is verily the truth and the purpose of God himself; whoso doth deviate therefrom...hath shown forth malice and turned away from the Lord of the Covenant: યાને મજલિસની ફરમાનબરદારી એવી રીતે કરવી કે ગોયા ખુદા કહેતા હોય, અને મજલિસની નાફરમાની કરવી તે ખુદાથી જુદા પડવા બરાબર કપટ ને દગાનું કામ ગણાય. Spiritual Assembly is the collective conscience of the community with respect to Bahai activities. Its capacity and power are supreme. (પાનું ૧૫૪ Promised Day). આ સભા તેજ બહાઈ પંથનું અંતઃકરણ સમજવું ને તેની સત્તા ને શક્તિ બધા ઉપર સર્વોત્તમ રહેશે. વધુ ગવાહીની જરૂર છે? આ ત્યારે નવો પંથ, નવી અનજુમન, નવા દસ્તુર ને નવા આત્માના શેઠોનું મંડળ છે. જ્યારે પાક જરથોસ્ત સાહેબે કહ્યું કે "કાનથી બરાબર સાંભળો, મનની રોશન શક્તિથી જુઓ ને પછી જે વાજબી લાગે તે ગ્રહણ કરો" ત્યારે અહીં ગોયા "ન્યાત બહારની તલવાર" હેઠળ કામ થાય છે. આ અનજુમનો મોટે ભાગે છુપી બેઠક હેઠળ યોજનાઓ ઘડે છે ને પછી ગામનાં નિર્દોષ મેઢાને કેમ પકડવું તે માટે તજવીજ થાય છે. એવાં બે મેઢાંની જાતી મુલાકાતે મેં જોયું છે કે તેઓને ખોટું સમજાવવામાં આવે છે. જરથોસ્તી ધર્મ તો જમાસ્પીમાં છે ને ત્યાં ફલાનું ફલાનું હંબગ છે વિગેરે વિગેરે શિખવાય છે. પછી તૈયાર ટાઈપ કીધેલાં લખાણો હાજર રહેલા છોકરા છોકરી પાસે વંચાવી તેઓની હાલત વધારે કઢંગી બનાવાય છે. ઈત્યાદિ.

## ૯. છેવટના બે બોલ

લેખને ટુંકો કરવાની ધારણાથી હવે આટોપી લઈશ. બ્હાઉલ્લાહના

પુત્ર પોતે જ ધર્મગુરૂની લાયકાત બતાવતાં કહે છેઃ "લાયકાત નવમીઃ તેનું જ્ઞાન અપાર (infinite) અને તેનું ડહાપણ સર્વોપરી (comprehensive) હોવું જોઈએ...તે પોતે દુન્યાના તમામ સદ્ગુણો જે ઉંચામાં ઉંચા હોય તે ધરાવનારૂં સ્વરૂપ હોવું જોઇએ (embodiment of highest and noblest virtues of the world.) આ કસોટીએ મીરઝા સાહેબે પોતે કદીબી આ બધું હોવાનો દાવો કયાંએ કીધો નથી. સર્વે રાજા, અમીરોને કાગળ લખતી વખતે આગાહી ને અગમચેતી રૂપે ધમકી આપી છે. બહાઉલ્લા પોતે કહી ગયા છે કે "જો માણસનું ચારિત્ર ન સુધરે તો પછી ખુદાનું પોતાનું સ્વરૂપ ઉતરી આવે તોબી નકામું છે." કેટલીકવાર "પેગાંબરી" કે "ઉસ્તાદી" કોઇ બોળાને ગળે ઓળાવી દેવામાં આવે છે તેમ અહીં ઉમંગી ચેલાઓએ ગરીબ મીરઝાનો અવતાર પૂરો કર્યો લાગે છે. આવા પંથમાં જોડાનાર પોતાનું અંતઃકરણ ગીરો મૂકીને જઇ શકે છે. તે એવા પંથમાં જાએ છે કે જેઓ પાસે spiritual આત્માની રાહબરી માટે કશું જ્ઞાન કે ફીલસુફી નથી. "આપ મુવાપીછે ડુબગઇ દુન્યા" જેવી બચ્ચે બાલેકા ખેલની થોડીક વાતો જાણે આ જગત પછીની મીનોઇ દુન્યા માટે પૂરતી હોય તેમ અહીં ખુદાની મીનોઇ કરામત કે તેના ધાર્મિક નિયમો કે તેના પ્રતિનિધિ જેવા ફરેસ્તાઓ માટે એક શબ્દ નથી. માટે જ આ હિલચાલ પોતાની સંકુચિત હદમાં રહી નીતિનું શિક્ષણ આપતી હતી ત્યાં વેર કોઇને બહુ કહેવાનું હતું નહિ. પણ આજે જયારે જરથુસ્ત્ર જેવા જગદ્ગુરૂને પારસી જીગરમાંથી પદભ્રષ્ટ કરી બીજાને સ્થાન આપી કોમના ભોળા ભાઇઓને નવી મસજીદમાં સુન્નત કરાવવા જવા બોલાવવામાં આવે છે, ત્યારે સ્વબચાવમાં આ હિલચાલની પોકલ હિમાયતગીરી બતાવવી પડે છે.

જગતના વિશ્વબંધુત્વ (universal brotherhood) સ્થાપનારી બીજી સંસ્થાઓમાં એક થિઑસોફિકલ સોસાયટી, બીજી ફ્રીમેસનરી ને ત્રિજી સ્કાઉટ-બ્રધરહુડ છે. તે ત્રણેમાં પોતાનો ધર્મ છોડવા વગર

બલ્કે પોતાના જ ધર્મને જાનફેશાનીથી ચાહીને રેહી શકાય છે; એ ત્રણેમાં અંતઃકરણનું ગુલામીખત નથી–તેથી આવી નિર્દોષ હિલચાલો જે દિશામાં કામ કરે છે તે સાચી છે, એનાથી ઊલટું બહાઈ હિલ-ચાલ બીજાની ભાઈબંધીમાં ખતરો નાખી સામેવાલાના ઇમાનને ફટકો મારી ભોળાના કાન ભંભેરી કુટુંબ કબીલામાં અને કોમમાં હુલકું જગાડતી હોય તો તે પોતાના જ કર્તવ્યોથી પોતાના જ આદર્શો ખોટા ઠરાવે છે. માટે હમદીન ભાઈ બ્હેનો આખા સવાલ ઉપર ગંભીર ધ્યાન આપશે તો જણાશે કે નિર્દોષ બાળકોની પાસબાની માટે તેમની આસપાસ જરથોસ્તી ધર્મજ્ઞાનની મજબૂત વાડ ઊભી કરવી જોઇએ, જેથી તેઓને ભરમાવી ઉડાવી જવાનું કામ સહેલું રહેશે નહિ. આજે કોમ એવી કશીબી પાસબાની વગર ઈસાઇ–બહાઇ કે કોઈબી કસાઈની છુરી માટે તૈયાર બેઠી છે. તેણે જીવવું કે મરવું તે હવે નક્કી કરવું જોઇશે. અને જ્યાં સુધી સર્વેના અંતઃકરણ ન જાગે ત્યાં વેર મારા જેવા અદના સેવકોના લખાણ કે ભાષણની કશી કીમત નથી. ખુદા પાકની રહેમને પાસબાની આ ભોળી કોમ પર ઉતરે એવી આ ગરીબ મોબેદની દુઆ આમીન હોજો! તે પાક પેગામ્બરના ચરણે બેઠેલા હજ્જરો હમદીનોમાં તે સાહેબનું વસીહત "સર્વને પોતાની પાછળ દીન માટે ચલાવવાનું" પરિપૂર્ણ થજો.

હમાજોર હમા અશોએદ–સાથે જીવીને સાથે પવિત્ર રહીશું.

\

★

ડૉ. હેસ્ટિંગ્ઝવાળી " એનસાઇક્લોપીડયા ઓફ રિલિજીયન એન્ડ એથિક્સ" (લંડન ૧૯૦૯)નાં બીજા દફતરનાં પાનાં ૨૯૯-૩૦૮માં આવેલો " બાબ, બાબીઓ " નામનો પ્રો. એડવર્ડ જી. બ્રાઉનનો મશહુર લેખ સામાન્ય જનતાને બહુ કમયાબ હોવાથી તેનો ગુજરાતી તરજુમો અહીં આપવામાં આવ્યો છે.

તરજુમો કરનાર : ડૉ. જમશેદજી માણેકજી ઉનવાળા પી એચ. ડી. (હાઇડેલબર્ગ).

બાબ-બાબીઓ—બાબ બોલનો અર્થ અરબીમાં "દરવાજો" થાય છે. બાબનો એલ્કાબ મીરઝાઅલી મુહમ્મદ નામના ઈરાનમાં શીરાઝ શહેરના એક જુવાન સૈયદે પહેલ વહેલાં ધારણ કર્યો. બાબે હિજરી સને ૧૨૬૦ (ઈ. સ. ૧૮૪૪)માં એક નવા ધર્મનો પ્રચાર કર્યો, જે ઘણી જ ઝડપથી આખા ઈરાનમાં ફેલાવા પામ્યો, જો કે તેના અનુયાયીઓ તરફ ઘણી જ સખત રીતે કામ લેવામાં આવ્યું હતું એટલું જ નહિ પણ ખુદ બાબને પોતાને ૯મી જુલાઈ ૧૮૫૦માં અને તેના બીજા અઠાવીસેક અનલગના ચેલાઓને ૧૫મી સપ્ટેમ્બર ૧૮૫૨માં મારી નાખવામાં આવ્યા હતા. બાબી ધર્મ આ જુલમાટથી દબાવાને બદલે હજી પણ પૂર જોશમાં આગળ વધે છે. આ ધર્મનો ઇતિહાસ અને તેના સિદ્ધાંતો એટલાં તો જાણવાજોગ છે, કે તે તરફ ફક્ત પૂર્વના દેશોમાં જ નહિ પણ યૂરોપમાં, અને છેલ્લે છેલ્લે અમેરિકામાં પણ વિદ્વાનોનું ધ્યાન ખેંચાવા લાગ્યું છે. એ ધર્મને લગતૂ યૂરોપની ભાષાઓમાં લખાયલું સાહિત્ય વિશાળ છે, જ્યારે ફારસી

અને અરબી ભાષામાં રચાયેલાં છાપેલાં અને શીલાછાપ થએલાં પુસ્તકો અને હસ્તલેખોના છએક ઘણા જ જાણીતા સંગ્રહો કે જે યૂરોપનાં જાણીતાં કેતાબખાનામાં જાળવી રાખ્યા છે તે સર્વેને એક પણ ઉત્સાહી અભ્યાસી પોતાની જીંદગીમાં વાંચી શકે નહિ. આ કારણે નીચલા લેખમાં ફક્ત આ ધર્મની તવારીખ, સિદ્ધાંત અને સાહિત્યનો અગત્યનો સાર આપ્યો છે.

**આગલી યાદ**—બાબી માર્ગની ઉત્પત્તિ અને સિદ્ધાંતની ઘટના સમજવા માટે ઇસ્લામ એટલે મુસલમાન ધર્મનું સારૂં જેવું જ્ઞાન અવશ્ય છે; ખાસ કરી ઇસ્લામનો એક પ્રકાર જે શીઆ પંથના ઇથ્ના અશારીય ફિરકાનું સિદ્ધાંત છે, તેનું જ્ઞાન પણ અવશ્ય છે. આ ફિરકો બાર ઇમામોમાં માને છે. આ સિદ્ધાંતનું મુખ્ય સ્થાન ઇસ્લામના ફેલાવા સાથે જ ઇરાન દેશ થઇ પડ્યું હતું, અને તે ઇ. સ. ની ૧૬મી સદીથી ઇરાન દેશના રાજકીય ધર્મનું સિદ્ધાત થઇ પડ્યું છે. બીજું બાબી ધર્મનાં સિદ્ધાંતને સમજવા માટે શીઆ પંથની ઇમામોને લગતી માન્યતા, ખાસ કરી બારમા ઇમામ મહદીના પાછળ આવવાને લગતી માન્યતાના અભ્યાસની જરૂર છે.

શીઆઓના વિચાર પ્રમાણે પેગમ્બર મુહમ્મદે પોતાના ગાદી-વારસ દાખલ, એટલે પોતા પછી ઇસ્લામ ધર્મના વડા ખલીફ઼ તરીકે પોતાના પિત્રાઇ અલી ઇબ્ન અબીથાલિબને નેમ્યા હતા. અલી પેગમ્બરની દીકરી ફાતિમાને પરણ્યા હતા. પણ અલીના હક્ક ઉપર પહેલાં અબુબક્ર, પછી ઓમર અને ઓથ્માને ત્રાપ મારી, અને જો કે ઓથમાનના મરણ પછી અલી ખલીફ઼ તરીકે ચુંટાયા, તો પણ પાંચ વરસના ટુંકા અને મુશ્કેલીભર્યા રાજ પછી (ઇ. સ. ૬૫૬–૬૬૧) તેમનું ખૂન થયું. અલીનો વડો બેટો અલહસન્ બીજો ઇમામ થયો. તેણે બાપના મરણ પછી પાંચ અથવા તો છ મહિનામાં ઉમાયયદ્ મુઆવીયાની તરફેણમાં ખિલાફતની ગાદી છોડી. ત્યાર પછી અલીનો નાનો બેટો અલ–હુસઇન ત્રિજો ઇમામ્ થયો, તેણે ખિલાફતના દુન્યવી હકો

મેળવવા ઉમીયયદો સામે સારી તૈયારી કર્યા વગર ઉછાછળો બળવો ઉઠાડયો, પણ તેને કરબલાનાં મેદાનમાં હાર મળી અને તે માર્યો ગયો. આ બનાવ હિ. સ. ૬૧ ના મુહરરમની ૧૦મી તારીખે એટલે ૧૦મી અકટોબર ૬૮૦ ઇસ્વીને દિને બન્યો. આ દિવસ આખી શીઆ દુન્યામાં ખાસ કરી ઇરાનમાં, રૂદન અને માહતમ સાથે આજ સુધી ઉજવવામાં આવે છે. અલ-હુસઇન પછી થઇ ગયેલા બીજા નવ ઇમામો ઉમીયયદોથી અને ત્યાર પછી અબ્બાસીદ ખલીફાથી થોડા ઘણા ખ્હીતા ચાલ્યા, એટલું જ નહિ પણ તેઓમાંના ઘણાદોનો અંત ઝેરથી અથવા એવા જ બીજા કુટિલ કાર્યોથી આવ્યો. આ સઘળા નવ ઇમામો, લોક કથાઓ પ્રમાણે અલહુસઇન અને છેલ્લા સાસાની શહેનશાહ યઝદગર્દ ત્રિજાની એક બેટીથી ઉતરી આવ્યા હતા. આ બેટીને કહેતી પ્રમાણે, આરબોએ કાદીસીયયની લડાઇ પછી કેદ પકડી અલ-હુસઇન સાથે પરણાવી હતી. આ કહેતી હિ. સ.નો ત્રિજી સદીમાં ફેલાઇ ગઇ હતી, કારણ કે તે માટે તવારીખનવીસ અલ-યાકુબી ઇશારો કરી ગયો છે.[1] ગોબિનોના લખવા પ્રમાણે, આ માન્યતા એક બાબતનો નિશ્ચિત ખોલાસો કરે છે. તે આ છે કે ઇરાનમાં ઇમામો પ્રત્યે માન અને પ્યાર એટલા માટે દેખાડવામાં આવે છે, કે તેઓ પેગમ્બર મુહમ્મદથી સીધા ઉતરી આવ્યા છે, એટલું જ નહિ પણ કદીમ સાસાની રાજવંશી કુટુંબ સાથે પણ લોહીનો સંબંધ ધરાવે છે.[2] આ કારણે દુન્યવી અમલ ઉપર ઇમામોનો ખોદાઇ હક છે, જે અમલ તેઓ પાસેથી ગેરવાજબી રીતે ખૂંચવી લેવામાં આવ્યો હતો, અને તેઓને માનનારા લોકોએ "ચાલુ જમાનાના ઇમામ"ની ધાર્મિક દોરવણીને કાંઇ પણ વિરોધ વગર તાબે થવું. એ બે બાબત શીઆ પંથના સર્વે જુદા જુદા ફિરકાઓનાં બે અચૂક અને અવશ્ય સિદ્ધાંતો થઇ પડયા

---

૧. Ed. Houtsma, II, 293, 363.

૨. Rel. et Philos. dans. l'Asie Centrale (ed. 1866) p. 275.

છે. એક જાણીતી શીઆ કહેતી પ્રમાણે, "જે કોઈ પોતાના વખતના ઇમામનો સ્વીકાર કર્યા વગર મરણ પામે, તે કાફર તરીકે મરણ પામે છે."

હવે, ઇસ્ન અશરીયય ફિરકા પ્રમાણે, બારમો ઇમામ, ઇમામ મહદી, છેલ્લો જ હતો. પણ જ્યારે, આ ફિરકાની માન્યતા પ્રમાણે દુન્યાને ઈમામ વગર ચાલી શકે નહિ, અને જ્યારે આ છેલ્લો ઇમામ જે તેના બાપ પછી હિ. સ. ૨૬૦ એટલે ઈ. સ. ૮૭૩–૮૭૪ મ ગાદીએ આવ્યો હતો, તે હિ. સ. ૩૨૯ માં એટલે ઇ. સ. ૯૪૦–૯૪૧માં માણસોની નજરેથી ગુમ થઇ ગયો, ત્યારે એવું માનવામાં આવે છે, કે તે કાંઇ ગુજર પામ્યો નથી, પણ હજી જાબુલકા અથવા જાબુલસા નામનાં એક ભેદી શહેરમાં પોતાના ચુસ્ત નિમકહલાલ ચેલાઓની ટોળકી સાથે જીંદગી ગુજારી રહ્યો છે, અને છેવટને કાળે તે જાહેર થશે અને "દુન્યા જે અન્યાયથી ભરપૂર થઈ ગઈ છે તેમાં પાછો ન્યાય પાથરશે." ઇમામ મહદીનું દુન્યામાં પાછું આવવું ઇરાની શીઆ લોકોનાં મગજમાં આજે પણ રમી રહ્યું છે, તેઓ જ્યારે પણ બારમા ઇમામ અથવા ઇમામ્ મહદી માટે ઇશારો કરે છે ત્યારે હંમેશ નીચલો વાકય બોલે છે. "અજ્જલ અલ્લાહુ ફર્જાહુ" એટલે અલ્લાહ તેનું જલદી ખુશાલીભર્યું આવવું કરે ! ઇમામ મહદી માટે નીચલા એલકાબો પણ વપડાય છેઃ હુજ્જતુલ્લાહ એટલે "અલ્લાહની સાબેતી", બકીયયતુલ્લાહ એટલે "અલ્લાહનો શેષઅંશ", સાહિબુઝ્ઝમાન એટલે "જમાનાના સાહેબ", અને કાઇમુઆલેમુહમ્મદ એટલે "મુહમ્મદના ખાનદાનમાંથી જે બહાર આવશે તે."

હવે, બાબી સિદ્ધાંતોના સંબંધમાં પહેલાં જાણવું જોઇએ, મીરઝા અલીમહમદ એટલે બાબના હિ. સ. ૧૨૬૦માં ઝુહૂર એટલે "જાહેર થવા"નો બનાવ ઇમામ મહદીના ઈમામની ગાદીએ આવવા પછી બરાબર એકહઝાર વર્ષે બન્યો, એટલે બીજા બોલોમાં કહીએ, તે "ઘઇબત" એટલે "ગેબ થવા"ના હઝારાની આખેરીએ બન્યો, કારણું

શીઆ માન્યતા પ્રમાણે ઇમામ મહદીએ જાહેરમાં ફક્ત એકજ વખત દેખાવ દીધો હતો, જ્યારે તેમણે ઇમામતની ગાદીએ આવી પોતાના બાપને દફનાવવાની ક્રિયા કરી હતી. ત્યાર પછી તે પોતાના અનુયાયીઓથી ગેબ થઈ ગયો હતો. તો પણ "ગેબ થવા"ના હઝારાનાં પહેલાં ૬૯ વરસ સુધી તેનાં શિક્ષણો અને હુકમો તેના અનુયાયીઓને, એટલે શીઆ લોકોને, એક પછી એક આવેલા ચાર બેપીઆઓ મારફતે મોકલવામાં આવ્યાં હતાં. આ બેપીઆઓ બાબ એટલે "દરવાજા"નો એલ્કાબ ધરાવતા હતા.[3] આ ૬૯ વર્ષની મુદ્દત "ઘઇબતુ સુઘરા" એટલે 'ટુંક સમયનું ગેબ થવું" તરીકે જાણીતી છે. પણ હિ. સ. ૩૨૯માં આ બાબોનો એટલે "દરવાજા"ઓનો સિલસિલો જેનાથી ઇમામ મહદી અને તેના અનુયાયીઓ સાથેનો સંબંધ ચાલુ રહેતો હતો, તે ખતમ થયો અને આવો સંબંધ અશક્ય થઇ પડયો. આ બીજી અને લાંબી મુદ્દત, જે બાબીઓના કહેવા પ્રમાણે હિ. સ. ૩૨૯થી હિ. સ. ૧૨૬૦ સુધીની હતી, તે "ઘઇબતુ કુબરા" એટલે "લાંબા સમયનું ગેબ થવું" તરીકે જાણીતી છે. ત્યારે, આ રીતે જોતાં મીરઝા અલીમહમદે પોતાની કારકીર્દીની શરૂઆતમાં પોતાને બાબ અથવા "દરવાજા" તરીકે જાહેર કર્યો. એટલે કે ગેબ થઇ ગયલા ઇમામ મહદી અને તેના અનુયાયીઓ સાથના સંબંધનો જે દરવાજો "ટુંક સમયનાં ગેબ થવા"ની મુદ્દતની છેવટે બંધ થયો હતો તે પાછો ઉઘડયો. આ બાબ બોલ મીરઝા અલીમુહમ્મદે કાંઈ નવો ઉપજાવી કાઢયો ન હતો, અથવા તો તે બોલને ફરી વપરાશમાં લીધો પણ ન હતો, કારણકે ઇ. સ. ની ૧૦ મી સદીમાં અશ-શલમઘાની અને બીજાઓએ તેનો એજ અર્થે ઉપયોગ કર્યો હતો.[4] છેલ્લી બે સદીઓની વાત

---

૩. તેઓનાં નામો અને આ વિશેની પૂરતી માહિતી માટે જુઓ Browne's translation of the Traveller's Narrative, II, 296 seq.

૪. આ વિષેના પૂરતા વાદવિવાદ વિષે જુઓ "બાબ" એલકાબના અર્થ ઉપર નોંધ. Trav Narr. II. 226–234.

કરીએ, તો શાઇખ અહમદ અલ–અહસાઇએ (જન્મ ઇ. સ. ૧૭૩૩-મરણ ઇ. સ. ૧૮૨૬) શાઇખી શિક્ષણ સ્થાપ્યું હતું. તે શિક્ષણ પ્રમાણે ચાલનારાઓએ એક માન્યતાને પાછી સજીવન કરી, કે બારમ ઇમામના ચુસ્ત અનુયાયીઓમાં હમેશ એક શખ્સ એવો હોવો જોઇએ કે જેને તેઓ શીઆ–ઇ–કામિલ એટલે "સંપૂર્ણ શીઅ"નો એલકાબ આપે, અને જે ઇમામ મહદી સાથે સીધા મીનોઈ સંબંધમાં હોય. જોકે શાઇખ અહમદે, તેમજ તેના જાએનશીન સૈયદ કાઝિમ રશ્તિએ (મરણ ઇ. સ. ૧૮૪૩–૧૮૪૪) આ બાબતો એલ્કાબ પોતાને લગાડયો હતો નહિ, તોપણ "સંપૂર્ણ શીઅ" વિષેના તેમના વિચાર આ એલ્કાબના અર્થ ઉપરથી ઉપજતા વિચારો સાથે મળતા હતા. આ શઈખી શિક્ષણ પ્રમાણે ચાલનારામાં અથવા તો બરાબર કહીએ તો શાઈખી પંથમાં ફક્ત મીરઝાઅલી મુહમ્મદ જ ન હતો, પણ મુલ્લા હુસઇન બુશ્રુવઈહી, કુર્રતુલ–અઇન્ અને તેના પહેલા અને ચુસ્ત અનુયાયીઓમાંના બીજા ઘણાકો હતા. સૈયદ કાઝિમનાં મરણ પછી તેના અનુયાયીઓ પોતાનાં "સંપૂર્ણ શીઅ" વિષેનાં શિક્ષણ પ્રમાણે, તેના જાએનશીનની શોધમાં પડયા. આ પદવી માટે બે દાવાદારો નિકળ્યા; એક તો મીરઝાઅલી મુહમ્મદ હતો, જેણે સૈયદ કાઝિમના મરણ પછી થોડા જ વખતમાં તા. ૨૩મી મે ૧૮૪૪માં[૫] પોતાને "બાબ" તરીકે જાહેર કર્યો, જે એલકાબ ઉપરથી તેના અનુયાયીઓ "બાબી" કહેવાય છે; અને બીજો હાજી મહમ્મદ કરીમખાન નામનો રાજ કરતો કાજાર વંશનો એક શાહજાદો હતો, જેને અસલ વિચારના અને રૂઢીચુસ્ત શઈખીઓએ પોતાના પંથના વડા તરીકે કબૂલ કર્યો. આપણે જે ઉપર કહ્યું છે તે ધ્યાનમાં લેતાં, શાઇખી પંથનાં શિક્ષણમાં અસલ બાબી સિદ્ધાંતનું મૂળ શોધવું જોઇએ. પણ

---

૫. આ તારીખ અને "સ્પષ્ટીકરણ"નો એક ચોક્કસ કલાક બાબે પોતાની "બયાન" નામની કેતાબના બે ફકરામા આપ્યાં છે. (વાહિદ II. 7 અને VI. 13), જુઓ Trav. Narr. 218–226.

આજ સુધી કોઈ પણ યૂરોપીયન વિદ્વાને શઈખ અહમદ્ અને સૈયદ કાઝિમનાં લખાણો અને સિદ્ધાંતોનો ઊંડો ટીકા સહિત અભ્યાસ કર્યો નથી. જેઓ આ વિષે વધુ જાણવા માગતા હોય, તેઓએ Traveller's Narrative II, 234–244, વાંચવી. શઈખી સિદ્ધાંતનો આવો ઊંડો ટીકાસહિત અભ્યાસ બાબી પંથનો ફીલસુફીભર્યો ઇતિહાસ લખવા માટે અતિ અવશ્યનો છે. આ ઇતિહાસ કોઈ દિવસ લખાવો તો જોઈશે જ.

૨. **બાબી પંથના સ્થાપકની જીંદગી દરમ્યાન આ પંથની હિલચાલનો ઈતિહાસ**—બાબી ઈતિહાસનો પહેલો તબક્કો તા. ૨૩મી મે ૧૮૪૪ને દિવસે તેનાં *ઝુહૂર* એટલે જાહેર થવા સાથે શરૂ થઈ, તા. ૯મી જુન ૧૮૫૦ને દિવસે તેનાં તબરીઝ શહેરમાં શહીદ થવા સાથે ખતમ થાય છે. આ ૭ વરસનો તૂલોતવીલ ઈતિહાસ Traveller's Narrative, Cambridge 1891ના અને The New History...of the Bab, Cambridge, 1893ના તરજુમામાંથી મળે છે; જ્યારે આ વિષય ઉપર ૧૮૯૩ અગાઉ યૂરોપ અને એશિયામાં લખાએલાં પુસ્તકોની લગભગ સંપૂર્ણ ટીપ Trav. Narr. II 173–211માં આપી છે. વળી JRAS 1889 (vol XXI, new Series pp. 485–526 and 881–1009)માં આ પંથના ઈતિહાસ અને સિદ્ધાંતો સાથે લાગતીવળગતી બાબત ટીકા સહિત ચરવાતી છે. બાબી પંથીઓએ ફારસી ભાષામાં રચેલી ત્રણ મુખ્ય તવારીખમાંની પહેલી અને ઘણી જ કીંમતી તવારીખ ૧૮૫૦–૧૮૫૨ના અરસામાં હાજી મીરઝા જાની કાશાનીએ લખી હતી. એ કિતાબ તહેરાનમાં તા. ૧૫મી સપ્ટેમ્બર ૧૮૫૨માં બીજા ૨૭ બાબીઓ સાથે તેને મારી નાખ્યો તેની થોડોક વખત અગાઉ તેણે ખતમ કરી હોવી જોઈએ. (પ્રોફેસર બ્રાઉન લખે છે કે) જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી આ કેતાબનો એકલો (unique) હસ્તલેખ પારીસની લાઈબ્રેરીનો Suppl. pers. 1071 નંબરવાળો

હસ્તલેખ છે, જે મશ્યો લ કોંટ ડ ગોબિનો ઈરાનથી લાવ્યો હતો. આ વિદ્વાન Les Religions et les Philosophies dans l'Asie Centraleનો કુશળ કર્તા છે. ઉપલી લાઈબ્રેરીના Suppl. pers. 1070 નંબરવાળા એક બીજા હસ્તલેખમાં ઉપલી કેતાબના ત્રિજા ભાગનો સમાવેશ થયો છે; The New History–તારીખે જદીદ, મીરઝા હુસઇન્ હમદાનીએ ૧૮૭૫–૧૮૮૦માં કીધેલી તેની નકલ છે, જે ઘણાક ઘટાડા, વધારા અને કેટલાક ફેરફાર માટે જાણવા જોગ છે. આ જોતાં હાજી મીરઝા જાની કાશાનીની કેતાબની એક આવૃતિ કાઢવા માટે પૂરતાં સાધનો છે, અને લખનાર (પ્રો. બ્રાઉન) હાલમાં (૧૯૦૮)માં તે છપાવે છે. Trav. Narr. બાબીઓના ઇતિહાસને લગતા ત્રણ મુખ્ય રચનાયુક્ત અહેવાલોમાંનો ત્રિજો અહેવાલ છે, અને તેના કર્તા તરીકે બહાઉલ્લાહનો છોકરો અબ્બાસ ઍફેન્દી ગણાય છે જે અબ્દુલબહા તરીકે પણ જાણીતો થયો છે. આ કેતાબમાં બાબીઓના શરૂઆતના ઇતિહાસ કરતાં બહાઉલ્લાહનું જન્મ વૃત્તાંત્ત અને લખાણોનો વધુ સમાવેશ થયો છે. મુસલમાન લખનારાઓના બાબી ઇતિહાસ સંબંધી અહેવાલો, ખાસ કરી નાસિખુતતવારીખમાં લિસાન ઉલ–મુલ્ક્ અને રેઝા કુલીખાન–રવઝતુસ–સફા ઘણી સંભાળથી વાંચવા જોઇએ. મરહુમ સૈયદ જમાલુદ્દીન અલ–અફઘાનીનો બાબીઓ વિષેનો લેખ, જે બુત્રુસુલ–બુસ્તાનીની અરબી એન્સાઇકલોપેડીઆ "દાઇરતુલમઆરિફ" (Beirut 1881)માં પ્રગટ થયો છે, અને ઝઇમુદ–દઉલા નામના એક ઈરાની વિદ્વાને અરબીમાં લખેલી તવારીખ, જે કેરોમાં હિ. સ. ૧૩૨૧ એટલે ઈ. સ. ૧૯૦૩–૧૯૦૪માં પ્રગટ થઇ છે[૬] તે બે કિતાબો અપવાદ સમાન છે, કારણ કે જો કે આ બે લખનારા બાબી પંથ સામે પોતાનું મત આપે છે, તો પણ તેઓનાં લખાણમાંથી ઘણી અગત્યની બાબતો મળે છે.

---

૬. આ તવારીખી કેતાબનું નામ Miftāhu Bābi'l Abwāb એટલે "દરવાજાઓના દરવાજાની કુંચી છે."

આ ઈ. સ. ૧૮૪૪–૧૮૫૦ના તબક્કામાં બનેલા બનાવોનો ટુંક ઈન્તેખાબ અહીં આપી શકાય. બાબની ઉમર તેના “સ્પષ્ટીકરણ” યાને જાહેર થવાને વખતે ફક્ત ૨૪ વરસની હતી,[૭] અને જ્યારે તે શહીદ થયો ત્યારે તે ૩૦ વરસનો પણ ન હતો. આ આખા અરસાનો મોટો ભાગ તે દુશ્મનોના હાથમાં કેદ પડયો હતો. પહેલાં શીરાઝમાં (ઓગસ્ટ–સપ્ટેમ્બર ૧૮૪૫થી માર્ચ ૧૮૪૬ સુધી), ત્યાર પછી ઇસફહાનમાં (માર્ચ ૧૮૪૬થી માર્ચ ૧૮૪૭ સુધી), પછી ઉરૂમિયય આગળ આવેલા માકૂ શહેરમાં, અને તેની જીંદગીના છેલ્લા ૭ મહિના તેની નજદીકનાં ચિહ્‌રીકના કિલ્લામાં. ઇસફહાનમાં તે ઘણું જ છુટાપણું ભોગવતો હતો, અને તે શહેરનો હાકેમ મીનોચહેરખાંન, જે એક ગુરજી (Georgian) હિજડો હતો. તે તેની તરફ ઘણી સારી રીતે અને મહેરબાનીથી વર્તતો હતો. છેલ્લા ૭ મહિના સિવાય, તે પોતાની કિતાબો લખવામાં તેમ જ પોતાના અનુયાયીઓ સાથે પત્ર વ્યવહાર કરવામાં અને તેઓની મુલાકાત લેવામાં બંદીખાનામાં ગાળેલા વખતનો મોટો ભાગ પસાર કરી શકતો હતો. તેના અનુયાયીઓ અને મોસ્લિમ વિરોધીઓ વચ્ચે ચાલેલી ખૂનખાર લડાઈઓમાં તેણે કાંઇ પણ ભાગ લીધો ન હતો. બાબીઓના હથિયાર સહિત કરેલા આ બળવાઓમાંનો મુખ્ય બળવો મુલ્લાહુસેન બુશ્રવઇહી અને હાજી મુહમ્મદ બારફુરૂશીની સરદારી હેઠળ માઝનદરાંનનાં બારફુરૂશ નજદીક આવેલા શાઇખ તબર્સીના કિલ્લા આગળ ૧૮૪૮ની પાનખર ઋતુથી ૧૮૪૯નાં ઉનાળા સુધી ચાલ્યો હતો; બીજો બળવો મુલ્લા મુહમ્મદઅલી ઝનજનીની સરદારી હેઠળ ઝન્જાનમાં ૧૮૫૦ના મે મહિનાથી ડિસેમ્બર મહિના સુધી, અને ત્રિજો બળવો આગા સૈયદ યહયાની સરદારી હેઠળ

---

૭. ઘણી જ ભરોસાપાત્ર શહાદત પ્રમાણે તેનો જન્મ ૧૮૨૦ની ૯મી અક્ટોબરે થયો હતો. મીરઝા હુસેનઅલી, જે પાછળથી બહાઉલ્લાહ તરીકે જાણીતો થયો હતો તે બાબથી એક કે બે વરસ વડો હતો. (જુઓ Trav. Narr. II, 218 seq.)

ચઝ્ન અને નીરીઝમાં ૧૮૫૦ના ઉનાળામાં ચાલ્યો હતો, જ્યારે છેલ્લો બળવો ૧૮૫૨માં નીરીઝમાં ફાટી નિકળ્યો હતો.[૮] આ તબક્કાના બીજા બનાવો, જે બાબીઓ માટે ખાસ અગત્યના છે, અને જે માટે તેઓએ તૂલોતવીલ અહેવાલો જાળવી રાખ્યા છે, તેમાં તેહેરાનમાં ૧૮૫૦ના ઉનાળામાં "સાત શહીદો"નાં શહીદ થવાનો બનાવ છે.[૯] મીરઝાઅલી મુહમ્મદે પોતાની કારકીર્દીનાં પાછલા તબક્કામાં બાબનો એલ્કાબ પોતાને લગાડવાનું બંધ કરી, તે એલ્કાબ પોતાના એક ચેલાને અર્પણ કર્યો; ત્યાર પછી તેણે પોતાને કાએમ અથવા રાહ જોવાતા ઈમામ દાખલ જાહેર કર્યો. આથી પણ એક વધુ આગળ પગલું લઇ તે પોતાને નુકૃત અથવા "મીંડું" કહેવડાવવા લાગ્યો. તેના અનુયાયીઓ તેને બુલંદ દરજ્જાનો એલ્કાબો લગાડે છે, અને તેને વિષે બોલતાં યા લખતાં હઝરત-ઈ-નુકૃત-ઇ-ઊલા એટલે "હઝરત પહેલું નુકતુ" અથવા હઝરત-ઇ-રબ્બીઉલ-અલા એટલે "હઝરત સૌથી ઉંચા દરજ્જાનો સાહેબ" કરી ઇશારો કરે છે, જો કે બહાઇઓ પાછળથી બાબને ફક્ત બહાઉલ્લાહ અગાઉ થઈ જનાર એક વ્યક્તિ તરીકે, જાણે એક જૉન ધી બેપ્ટિસ્ટ તરીકે, રજુ કરવાની ઇચ્છાથી ઉપર જણાવેલા બુલંદ દરજ્જાના એલ્કાબો પડતા મૂકયા છે. પણ બાબનાં પોતાનાં પાછલાં લખાણોમાંથી, જેવાં કે ફારસી "બયાન", અને મીરઝા જાની અને બીજા તેના સમકાળીઓનાં લખાણમાંથી આતો દેખીતું છે કે બાબ યથાર્થ એક ઇશ્વરી વ્યક્તિ દાખલ ગણાતો હતો. બાબીઓનાં સિદ્ધાંત વિષે બોલતાં અને નુકૃત બોલનો અર્થ સમજાવતાં આપણે આ વિષે વધુ બોલીશું. તા. ૯મી જુન ૧૮૫૦ને દીને બાબને તબરીઝમાં ગોળીબાર કરી મારી નાખ્યો. પહેલા ગોળીબારમાંથી તેના અજાયબ રીતે બચી જવાના[૧૦] સંજોગો ઉપર જણાવેલી તવારીખમાં

૮. Trav. Narr. II. 253-261.

૯. Ibid II. 211-218.

૧૦. જુઓ New History, 301, Note I. ad calc., જેમાં ગોબિનોએ આપેલા એક અહેવાલ ઉપર સુધારો છે.

વર્ણવ્યા છે, તેથી તે વિષે અહીં ફરી પાછું બોલવાની જરૂર નથી. બાબનું શબ કેટલાક દિવસ સુધી સરકાર તરફથી દફનાવ્યા વગર ખૂલ્લું મૂકાયું હતું. પણ ત્યાર પછી તેના ચેલાઓએ તેનો અને તેની સાથે શહીદ થયેલા મીરઝા મુહમ્મદઅલી તબરીઝીનાં શબનો કબજો લીધો અને તેને સફેદ રેશમનાં કફનમાં લપેટી મુરદાંની પેટીમાં મૂકી સત્તર વરસ સુધી તેહેરાન અને રિબાત્ કરીમ વચ્ચે આવેલાં ઈમામ ઝાદહ–ઇ–મઅસૂમમાં છુપાવી રાખ્યું હતું. ત્યાર પછી તેને બહાઉલ્લાહના હૂકમથી અક્કા (સાં જાં. ડાક્ર) ખાતે ખસેડવામાં આવ્યું છે, જ્યાં તેને માટે બાંધેલાં એક ખાસ મકાનમાં તેને છેવટનું મુકયું છે.[૧૧]

## (3) સુબ્હ-ઇ-એઝેલની સર્વોપરિ સત્તાનો તબક્કો
## ( ઇ. સ. ૧૮૫૦–૧૮૬૮ )

બાબે પોતાના મરણ અગાઉ નૂર શહેરના મીરઝા બુઝુર્ગના મીરઝા યહયા નામના નાના છોકરાને પોતાના જાએનશીન તરીકે નેમ્યો હતો. આ છોકરો મીરઝા હુસેઇનઅલી જે પાછળથી બહાઉલ્લા તરીકે જાણીતો થયો હતો, તેનો સાવકો ભાઈ હતો. મીરઝા જાની પ્રમાણે બાબનાં "સ્પષ્ટીકરણ" અથવા જાહેરાતના વખતે મીરઝા યહયા ફક્ત ચૌદ વરસનો હતો, એટલે તેનો જન્મ હિ. સ. ૧૨૪૬ એટલે ઇ. સ. ૧૮૩૦–૧૮૩૧માં થયો હોવો જોઇએ. તેનાં બચપણમાં તેની મા મરી ગઇ હતી, અને તેને તેની સાવકી માએ ઉછેર્યો હતો. આ બાઇ બહાઉલ્લાની મા થતી હતી. બહાઉલ્લાહ મીરઝા યહયાથી તેર વરસ વડો હતો.[૧૨] મીરઝા જાની જે આપણો ઘણો જ જુનો, સૌથી સરસ, અને તદન અપક્ષપાત સત્તાધારી લખનાર છે, કારણ કે તે એઝેલી અને બહાઇઓ વચ્ચે તડાં પડયાં તે અગાઉ ૧૮૫૨માં

---

૧૧. જુઓ Trav. Narr. II. 46, Note I, ad calc.

૧૨. નબીલની કાવ્યમાં રચાયલી તવારીખી નોંધ પ્રમાણે બહાઉલ્લાહની જન્મ તારીખ ૨૭ મુહર્રમ હિ. સ. ૧૨૩૩ એટલે ૧૨ મી નવેમ્બર ઇ. સ. ૧૮૧૭ હતી. જુઓ J. R. A. S. 1889, p. 521.

માર્યો ગયો હતો, તેના લખવા પ્રમાણે બહાઉલ્લાહ કહેતો હતો કે તેને આ વખતે ખબર પણ ન હતી કે મીરઝા યહયા આવો એક મોટો ઓદ્ધો ભોગવવાને સરજાયો હતો. બાબના "સ્પષ્ટીકરણ"ની એક વરસ પછી જ્યારે મીરઝા યહયાની ઉમર ભાગ્યે ૧૫ વરસની હતી, ત્યારે બાબ માટે જે સમજ્યું હતું તેથી, અને તેની કેતાબોમાં જે વાંચ્યું હતું તેથી તે એટલો તો ખેંચાઇ રહ્યો હતો કે તે ખોરાસાન અને માઝનદરાનમાંથી નિકળેલો જનાબે કુદ્દૂસ એટલે મુલ્લા મુહમ્મદઅલી બારફુરૂશીને અને કુર્રતુલ-અઇનને મળ્યો, અને બહાઉલ્લાહ સાથે તેણે શઈખ તબરસી ખાતે ઘેરો ઘાલેલા બાબીઓને મળી જવાની કોશેષ કીધી, જેમ કરતાં આમુલના હાકેમે તેમને અટકાવ્યા. "સ્પષ્ટીકરણ"ના પાંચમા વરસમાં (હિ. સ. ૧૨૬૫ એટલે ઇ. સ. ૧૮૪૯માં) શઈખ તબરસીના પતન પછી તરત જ, મીરઝા યહયાની જુવાની, ઉલટ અને ફિદાગીરી જોઇ કુમબલની કહેતીમાં આપેલી પાંચમા વરસની નિશાની "અનંતતાની પ્રભાતમાંથી પ્રકાશતી રોશની" બાબે તેનામાં જોઇ, તેની ઉપર સુબહ-ઇ-એઝેલ એટલે 'અનંતતાની પ્રભાત"નો એલ્કાબ બક્ષ્યો. વળી તેણે તેની ઉપર પોતાની અંગુલી-મુદ્રાઓ (seals) અને બીજી પોતાને લગતી ચીજો મોકલી, અને જ્યારે પણ તેને ઠીક લાગે, ત્યારે પોતાની બયાન નામની કેતાબમાં આઠ "વાહિદ", જે દરેક ૧૯ પ્રકરણની બનેલી "એકતા" છે, તેમાં ઉમેરો કરવાની તેને સત્તા આપી પોતાનો જાયનશીન નેમ્યો. આ કારણે બાબનાં મરણ પછી સઘળા બાબીઓએ સુબહ-ઇ-એઝેલને પોતાના ધાર્મિક વડા તરીકે એક મતે કબુલ કર્યો, તો પણ તેની જુવાની અને તેણે અખત્યાર કીધેલા એકાંત જિંદગીને લીધે બાબીકોમને લગતાં કામકાજની વ્યવહારૂ દોરવણી તેના સાવકા અને વડા ભાઈ બહાઉલ્લાહ ઉપર મોટેભાગે આવી પડી, જેને મીરઝાજાની જનાબ-ઇ-બહા કહી ગયો છે. આ જાએનશીનીની જગા માટે બીજા કેટલાક હરીફ દાવાદારો પણ હતા, ખાસ કરી મીરઝા અસદુલ્લાહ તબરીઝી, જે દૈયાનનો

એલ્કાબ ધરાવતો હતો. ગોબિનો પ્રમાણે (પા. ૨૭૭ seq.), કેટલાક બાબીઓએ તેના દાવાની વાતનો છેડો આણવા શત્તુલઅરબમાં તેને ડુબાડી મારી નાખ્યો. જ્યારે મીરઝા જાની પ્રમાણે, સૈયદ બસીર નામનો એક 'હિંદીબાબી', આગા–મુહમ્મદ કરાવી, અને "ધબીહ" એલ્કાબ ધરાવનાર એક જુવાન કંદોઈ જેવા બીજા પુરૂષોએ પણ ખોદાઈ દેખાવ દેવાનો એટલે સ્પષ્ટીકરણનો દૈવિ દાવો કર્યો હતો.[૧૩] મીરઝા જાની આ બાબતમાં ખરેખર રસ લઈ કહે છે કે જેમ એક ઝાડ, જે ઘણાં ફળ આપે છે, તે ઘણું પરિપૂર્ણ હોય છે, તેમ એક ધર્મ જે સૌથી વધારે દૈવિ અથવા અર્ધદૈવી સ્પષ્ટીકરણો પૂરાં પાડે છે, તે બીજા સર્વ ધર્મો ઉપર પોતાનું સર્વોપરિપણું દેખાડે છે. પણ ઉપર જણાવેલા પુરૂષોમાંથી કોઈ એક પણ લોકોને પોતા પાછળ દોરવી શક્યો નહિ, તેથી સુબહ–ઇ–એઝેલે થોડોક વખત સુધી બિનહરીફ સર્વોપરિ સત્તા ભોગવી, જો કે તે તો નામની જ હતી.

બે વરસ સુધી—જુલાઈ ૧૮૫૦ થી ઓગસ્ટ ૧૮૫૨ સુધી—બાબીઓ વિષે કાંઈ સંભળાયું નહિ. પણ તા. ૧૫ મી ઓગસ્ટ ૧૮૫૨ ને દિવસે, જ્યારે નાસિરૂદ્દીનશાહ નયાવરાન ખાતે શિકારે જવા પોતાનો મહેલ છોડી જતો હતો, ત્યારે આ પંથના ત્રણ કે ચાર શખ્સોએ તેને મારી નાખવાની કોશેષ કરી. આ કોશેષ નિષ્ફળ નીવડી, અને જોકે તેમાં બાબી મુખીઓનો જરા પણ હાથ ન હતો, તો પણ આ પંથની ઝનુની સતાવણી અને કતલ ચાલી. આ કતલમાં બાબીઓના ૨૮ ઘણા જાણીતા સભ્યો ભોગ થઈ પડયા, જેમાં ખુબસુરત બાનુ કવિ કુર્રતુલ–અઇન, મુલ્લા શેખઅલી, જેને જનાબ–ઇ–અઝીમ પણ કહેતા હતા તે, આગા સૈયદ હુસેઇન યઝીદી, બાબનો મંત્રી સુલઇમાન

૧૩. સુબ્હ ઇ–એઝલ પ્રમાણે એવો જ બીજો દાવાદાર હુસેઈન મીલાની હતો, જે ૧૮૫૨ની કતલમાં માર્યો ગયો હતો. (જુઓ Trav. Narr. II. 330 seq.), જ્યારે બીજા બે દાવાદારો સૈયદ હુસઇન હિંદિયાની અને શઈખ ઇસ્માઈલ માટે પણ ઈશારો મળે છે. (જુઓ 357 seq. જ્યાં બીજા બે દાવાદારોનાં નામ પણ આપેલાં છે.

ખાન, અને આપણો તવારીખનવીસ હાજી મીરઝા જાની જેવા આગળ પડતા બાબીઓ હતા. આ બાબીઓની કતલમાં શહેરના દરેકવર્ગને ભાગ લેવાનું ફાવી શકે એવા નેમથી, જે બાબીઓને મોતની સજા થઈ હતી, તેઓને લોકના જુદા જુદા વર્ગો અને ધંધાદારીઓમાં, જેવા કે ઉલમા, બાદશાહી કુટુંબના શાહઝાદાઓ, જુદી જુદી રાજની ધ્હદારતો, બાદશાહી નોકરો, દારૂલ-ફુનૂનના વિદ્યાર્થીઓ વગેરેમાં વ્હેંચી આપવામાં આવ્યા હતા. દરેક વર્ગને એકેકો ભોગ સોંપવામાં આવ્યો હતો, અને આ રીતે જાણે ઘાતકીપણાંની હરીફાઈને ઉત્તેજન મળ્યું, જેથી આ બુધવાર તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૮૫૨ના દિવસે જે લોકોએ તે કતલ જોઈ હતી, તેઓ માટે તે દિવસ યાદગાર અને ન ભૂલાય એવો રહી ગયો હતો. બાબી શહીદોની દઢતા અને હિમતે, ખાસ કરી સુલઇમાન ખાનની મોતને શરણે થવાની હદ બહારની ઉલટે જોનારાંઓનાં મગજમાં એટલો તો ઊંડો છાપ પાડયો કે, ગોબિનોના કહેવા પ્રમાણે, બાબી પંથને ફેલાવવાના બીજા આગલા પ્રયાસો કરતાં આ કતલથી અન્યો જોડાવા લાગ્યા.[૧૪]

આ વખતે બહાઉલ્લાહ અને સુબ્હ-ઇ-એઝેલ બન્ને મોતમાંથી બચી ગયા, જોકે પહેલાને પકડવામાં આવ્યો હતો,[૧૫] જ્યારે બીજો પકડાય એવી બાતમી આપનાર માટે ઇનામ પણ જાહેર કરવામાં આવ્યું હતું.[૧૬] આખરે બન્ને બગદાદ તરફ નાસી છુટયા, જ્યાં તેઓ ૧૮૫૨ની આખેરીએ આવી પહોંચ્યા. બહાઉલ્લાહ તેહેરાનમાં ચાર માસ કેદ પડયો હતો, તેથી તે સુબ્હ-ઈ-એઝેલની થોડીક વખત પછી ત્યાં આવ્યો.[૧૭] આ બનાવ પછીના લગભગ અગ્યાર અથવા બાર વરસ (૧૮૫૩-૧૮૬૪) સુધી બગદાદ બાબીઓનું મુખ્ય ધામ થઇ પડયું. આ પંથના વડા તરીકે સુબ્હ-ઇ-એઝેલ ચાલુ જ રહ્યો,

---

૧૪. વધુ વિગતો માટે જુઓ Trav. Narr. II, 323-334.

૧૫. Ibid 51-53 and 327.

૧૬. Ibid 374 seq.

૧૭. જુઓ J. R. A. S. 1889, pp. 945-948.

જો કે તેની સરદારી તો નામની હતી. વળી બહાઉલ્લાહ એ પણ પોતાની ૧૮૬૧–૧૮૬૨ માં રચેલી ઈકાન નામની કેતાબમાં આ પંથના વડા તરીકે તેને સ્વીકાર્યો છે. Trav. Narr. II, 54, seq., ખાસ કરી તરજુમાનાં પાનાં ૫૫ અને ૬૨–૬૩માં, જ્યાં આ વડપણની બાબત વિષે બહાઈઓનું સત્તાધારી લખાણ મળે છે, તેમાંથી એવો અર્થ નીકળી શકે છે કે સુબહ–ઇ એઝેલની નેમણૂંક તો ફક્ત મન મનાવવાની તદબીર હતી, જ્યારે આ જગા માટે તો બહાઉલ્લાહને પહેલાંથી જ પસંદ કર્યો હતો, અને તેનું "સ્પષ્ટીકરણ" હિ. સ. ૧૨૬૯ એટલે ઈ. સ. ૧૮૫૩માં પડયું હતું, જેને બાબીઓ "થોડો વખત પછી"નું વરસ કહે છે ("સનતુ બઅદ હઇન", કારણ કે હઇન એટલે "થોડો વખત" બોલ અબજદ નામની અક્ષરની ગણત્રી કરવાની રૂઢી પ્રમાણે ૮+૧૦+૫૦=૬૮ થાય છે અને "ત્યારપછી"નું વરસ તે "૬૯"નું છે). તોપણ "અલ્લાહ જેને જાહેર કરશે" તે હોવાના જાહેરમાં કરેલા દાવાની તારીખ હિ. સ. ૧૨૮૩ (ઈ. સ. ૧૮૬૬–૧૮૬૭)માં પડે છે, જે એદ્રિને (આદ્રિયાનોપલ)ના તબક્કાના અંતનું વરસ છે, અને જે નબીલના કહેવાને ટેકો આપે છે,[૧૮] કે જ્યારે બહાઉલ્લાહે પોતાનું ખરૂં સ્વરૂપ જાહેર કર્યું, ત્યારે તેની ઉમર પચાસ વરસની હતી, કારણ કે તેનો જન્મ હિ. સ. ૧૨૩૩ એટલે ઈ. સ. ૧૮૧૭માં થયો હતો.

બગદાદના તબક્કાની નોંધ ઘણી જવલેજ મળે છે. પણ બાબી ધર્મનો પ્રચાર તો મક્કમપણે થતોજ ગયો હતો, જો કે આ બાબતમાં સાવચેતી અને અક્કલ વાપરવામાં આવી હતી, જેમ આ પંથના શરૂઆતના વખતમાં કરવામાં આવ્યું નહતું. બગદાદ આવી પહોંચ્યા ને લગભગ એક વરસ પછી, બહાઉલ્લાહ તુર્કી કુરદીસ્તાનના પહાડી મુલકમાં એકલો બે વરસ સુધી નિવૃત્ત થઇ રહ્યો, જે અરસામાં મોટે ભાગે તે સરકલૂ રહેતો અને કોઈક વખતે તે સુલઇમાનીયની મુલાકાત

---

૧૮. J. R. A. S. 1889, pp. 984 and 988, verse 10.

લેતો.[૧૯] બહાઈઓ આ નિવૃત્ત થવાને એક જાતનું તૈયાર થવું અને પવિત્ર થવું ગણે છે, પણ એઝેલીઓ એમ કરવાનું કારણ બહાઉલ્લાહને પોતાની યોજનામાં કેટલાક જાણીતા જુના બાબીઓ તરફથી મળેલા સામનાથી ઉત્પન્ન થયેલો કંટાળો હતો એમ માને છે. સુબ્હ–ઇ–એઝેલ નમ્ર અને એકાંત સ્વભાવનો માણસ હતો અને તેથી તે આ બનાવ આગમજ અને ત્યારપછી પણ ઘણાજ એકાંતમાં રહેતો હતો. આ વખતે ઉભરી નિકળેલો કજીઓ મોટે ભાગે એક બાજુ બહાઉલ્લાહ અને તેના ગોઠવાઓ, અને બીજી બાજુ મુલ્લા મુહમ્મદ જાફર નીરાકી, મુલ્લા રજબઅલી કહીર, સૈયદ મુહમ્મદ ઇસ્ફહાની, સૈયદ જવાદ કરબલાઇ, અને એવાજ બીજાઓ વચ્ચે હતો. આખરે બગદાદના ઇરાની કૉનસલ મીરઝા બુઝોર્ગખાન કઝવીનીના અને ઇસ્તનબુલના ઇરાની એલચી મીરઝા હુસેનખાન મુશીરૂદ–દઉલાના સામે થવાથી તુરકી સરકારને સમજાવવામાં આવ્યું કે બાબીઓને બગદાદથી કાઢી મૂકવા કારણકે તે શહેર ફક્ત ઇરાની સરહદની જ નજદીક નહિ, પણ કરબલા અને નજફની શીઆ લોકોની પવિત્ર દરગાહની ઘણી નજદીકમાં આવેલું હોવાથી બાબીઓને ઇરાનીઓમાં પોતાના ધર્મનો પ્રચાર કરવાની ઘણી તક મળે છે. આ બનાવ ઇ. સ. ૧૮૬૪ ની વસંતઋતુમાં અથવા તો ઉનાળાની શરૂઆતમાં બન્યો હતો. બાબીઓને પહેલાં ઇસ્તનબુલ લઇ જવામાં આવ્યા, જ્યાં તેઓ ચાર મહિના રહ્યા અને ત્યારપછી તેઓને ત્યાંથી એદ્રિને કાઢયા, જ્યાં તેઓ ૧૮૬૪ ની આખેરીએ આવી પહોંચ્યા. અહિં તેઓ ડીસેમ્બર ૧૮૬૪ થી ઓગસ્ટ ૧૮૬૮ સુધી લગભગ ચાર વરસ રહ્યા. આ શહેરમાં હિ. સ. ૧૨૮૩ એટલે ઇ. સ. ૧૮૬૬–૧૮૬૭ માં બહાઉલ્લાહએ જાહેર કર્યું, કે બાબે આગાહી કરી હતી કે "જે (શખ્સ)ને અલ્લાહ જાહેર કરશે" તે શખ્સ તે પોતે છે. એટલુંજ કહી બેસી ન રહેતાં

---

૧૯, Trav. Narr. II, 64 seq. નબીલ કહે છે કે જ્યારે તે નિવૃત્ત થયો ત્યારે તેની ઉમર ૩૮ વરસની હતી અને જ્યારે તે પાછો ફર્યો ત્યારે તે ૪૦ વરસનો હતો.

તેણે સર્વ બાબીઓને ઉપલા શખ્સ તરીકે તેને પોતાને કબુલ કરવા, અને ફક્ત બાબના જાએનશીન તરીકેજ નહિ, પણ જે શખ્સના આવવા અગાઉ બાબ તો ફક્ત તેના આવવાની ખબર આપનાર હતો, તે શખ્સ તરીકે તેની પોતાની તાબેદારી કરવા ફરમાવ્યું.

આ જાહેરાતે કુદરતી રીતે આખી બાબીકોમમાં ખળભળાટ પેદા કર્યો. બાબીઓના મોટા ભાગે તેનો સ્વીકાર કર્યો, પણ સુબ્હ-ઈ એઝેલ એકલોજ નહિ, પણ જાણીતા બાબીઓનો મોટો ભાગ, જેમાં બાબના અસલ ૧૮ ચેલામાંના અનેક હતા, તે આ જાહેરાત સામે થયા. આ અઢાર ચેલાઓ હુરૂફ-ઇ-હઇ એટલે "જીવતાઓના અક્ષરો" તરીકે જાણીતા છે. આ ઝઘડો ટપાટપી પર આવી ગયો. કેટલાક શખ્સો માર્યા ગયા. બન્ને સાવકા ભાઇઓએ (સુબ્હ-ઇ-એઝેલે અને બહાઉલ્લાહએ) એકમેકને ઝેર દેવાની કોશેષના સામસામા આરોપો મુકયા.[20] છેવટે તુરકી સરકારને ફરી પાછું વચ્ચે પડવું પડયું. તેણે આ બન્ને પક્ષોને છુટા પાડવા, સુબ્હ-ઈ-એઝેલને તેના કુટુંબ સાથે સાઇપ્રસ ટાપુના ફામાગુસ્તા શહેરમાં અને બહાઉલ્લાહને તેનાં કુટુંબ અને અનુયાયીઓ સાથે શામ (સીરીઆ)ના અક્કા શહેરમાં મોકલી આપ્યા. આ શહેરોમાં તેઓ ઓગસ્ટ ૧૮૬૮ ની આખેરીએ આવી પહોંચ્યા.[21] વળી, તુરકી સરકારે તેઓની ચળવળ ઉપર અટકાવ નાખવા, અને વગર પગારના જાસુસોની મદદ મેળવવા, સુબ્હ-ઇ-એઝેલ સાથે ચાર બહાઇઓને તેઓનાં કુટુંબ અને ચાકર નફર સહિત મોકલી આપ્યા, જ્યારે બહાઉલ્લાહ પુઠે ચાર એઝેલીઓને લગાડયા. આ ચારે ચાર એઝેલીઓનાં ખૂન થયાં; એકને તો તેઓએ એદિરને છોડી ગયા તે અગાઉ પહોંચતો કીધો, જ્યારે બીજા ત્રણને અક્કા આવી પહોંચતાં સાથેજ ઠેકાણે પાડયા. ફામાગુસ્તા કાઢેલા પેલા ચાર બહાઈઓમાંનો એક ૧૮૭૧ માં અને બીજો ૧૮૭૨ માં મરણ પામ્યો.

---

૨૦. Trav. Narr. II. 362-364.

૨૧. Ibid. 359 seq. and 365-369.

જ્યારે ત્રિજો ૧૮૭૦ માં સીરીઆ નાસી છુટયો. મુશ્કીન કલામ નામનો ચોથો બહાઈ, જે પ્રખ્યાત ખુશખત લખનારો (calligraphist) હતો, તે અંગ્રેજોએ સાઇપ્રસનો કબ્જો લીધો ત્યારપછી થોડોક વખત ત્યાં રહી, છેવટે અક્કા ગયો, જ્યાં તેને આ લેખક (પ્રો. બ્રાઉન) સાથે એપ્રીલ ૧૮૯૦ માં મુલાકાત થઇ હતી. ફામાગુસ્તામાં દેશનિકાલ કાઢેલાઓની સંખ્યા બધી મળી ત્રિસ જણની હતી. આ ટાપુની સરકારના દસ્તાવેજોમાં તેઓ માટેની સઘળી બાતમી જળવાઈ રહી છે, કારણકે તેમાં તેઓને મળતાં સાલયાનાંની નોંધ રાખવામાં આવી છે. આ વિષે Trav. Narr. II 376–389માં ટુંક લખાણ મળે છે. સુબ્હ–ઇ–એઝેલ અને તેનાં કુટુંબનાં કેટલાંક માણસો હજી(૧૯૦૮માં) ફામાગુસ્તામાં વસે છે, જ્યારે બીજા દેશનિકાલ કાઢેલા શખ્સોના વંશજો હાલે આ ટાપુમાં કોઇક રીતે જીંદગી ભોગવી રહ્યા છે. અક્કામાં દેશનિકાલ કાઢેલાઓ માટે કાંઈ તુલોતવીલ બાતમી મળતી નથી, પણ તેઓની સંખ્યા એઝેલીઓની સંખ્યા કરતાં ઘણી મોટી છે.

## (૪) બહાઉલ્લાહની સર્વોપરિ સત્તાનો તબક્કો.
## (ઇ. સ. ૧૮૬૮–૧૮૯૨).

બાબીઓ બહાઇપંથ અને એઝેલી પંથ એવાં બે તડાંમાં ઈ. સ. ૧૮૬૮માં છુટા પડયા હતા, તે છતાં આ તડાં પડવાનું કારણ આપણે ઉપર જોયું તેમ નવું નહતું. ફક્ત આ સાલમાં આ તડાંએ બાબીઓને મજબુત રીતે અને છેવટને માટે વહેંચી નાખ્યા. હવેથી બાબી સિદ્ધાંતોના ફેલાવાનાં બે હરીફ કેન્દ્રોને આપણે ધ્યાનમાં લેવાં પડશે, પહેલું સીરીઆનું અક્કા શહેર અને બીજું સાઇપ્રસના ટાપુનું ફામાગુસ્તા શહેર. જો કે સુબ્હ–ઈ–એઝેલના મોભા માટે ઘણું તરફેણમાં બોલાય છે, તોપણ આ તો ના પાડી શકાય નહિ કે તેની સત્તા લગભગ નહિ જેવી જ હતી અને તેના અનુયાયીઓ પણ થોડા જ હતા. જ્યારે આ લખનારે (પ્રો. બ્રાઉને) ૧૮૯૦માં તેની મુલાકાત લીધી, ત્યારે તેનાં કુટુંબ ઉપરાંત તેનો ફક્ત એક જ અનુયાયી ફામા–

ગુસ્તામાં રહેતો હતો. તે અબ્દુલ અહમદ નામનો એક બુઝોર્ગ શખ્સ હતો, જેનો બાપ બાબીઓ સાથે ૧૮૫૦મા ઝનજાનમાં માર્યો ગયો હતો.[૨૨] ઈરાનમાં ઘણા થોડા એઝેલીઓ મળી આવ્યા છે, જેઓ મોટે ભાગે કેરમાનમાં વસે છે. સુબ્હ-ઇ-એઝેલનો એક જમાઈ, શઈખ અહમદ કેરમાની ઘણો જ બાહોશ અને શીખેલોભણેલો પુરૂષ હતો. ૧૮૯૬માં તબરીઝમાં નાસરૂદ્દીનશાહનાં થયલાં ખૂનમાં ભાગ લેવાનો તેની ઉપર આક્ષેપ મૂકી તે સાલના એ મહિનામાં તેને મારી નાખવામાં આવ્યો હતો. તે "હશ્તબેહેસ્ત"નો કર્તા હતો. આ કેતાબમાં બાબી ધર્મની ફીલસુફી, સિદ્ધાંતો અને ઇતિહાસ ઉપર એક લાંબો રેસાલો છે. તેમાં સમાયલા બહાઉલ્લાહ સામેના તકરારી ફકરાઓને Trav. Narr. II, 351-373માં ટાંકવામાં આવ્યા છે. સુબ્હ-ઇ-એઝેલ હજી (જુલાઈ ૧૯૦૮માં) હૈયાત છે અને સારી તનદુરસ્તી ભોગવે છે. તે ફક્ત એક ઐતિહાસિક પુરૂષ તરીકે અને તેના સ્વભાવ માટે જ આપણું ધ્યાન ખેંચી રહે છે. પણ બાબી દુન્યામાં તે કાંઈ અગત્યનો ભાગ ભજવે અથવા તેમાં પોતાનો ડંકો વગાડી શકે એવો નથી. બાબીઓના શરૂઆતના ઇતિહાસ અને સિદ્ધાંત વિષે તે એક બિનહરીફ સત્તાધાર શખ્સ છે, અને આ બાબત ઉપર તે ખુશીથી અને ખુલ્લા દિલથી બોલે છે. અક્કાવાળાઓમાં એવી ખુલ્લા દિલની વલણ નથી, કારણકે તેઓ "સમો જોઈને કામ લેવાની" રીતિ મોટે ભાગે અવશ્ય અખ્ત્યાર કરે છે. જો ટુંકમાં કહીએ તો સુબ્હ-ઇ-એઝેલને સેંટ હેલેનાના ટાપુમાં કેદ પડેલા (મહાન વિજેતા) નેપોલીઅન પહેલા સાથે સરખાવી શકીએ. તે મહાન શુરવીર લડવૈયા માફક એણે પણ ઉથલપાથલ કરનારા બનાવોમાં અને વખતમાં મોટો ભાગ ભજવ્યો હતો, પણ આજે તેની ચાલુ જીંદગી અને શક્તિ લોકોના વિચારો

---

૨૨. ઝનજાનના બળવા ઉપર આ બુઢા શખ્સે લખેલા રસાલાનો તરજુમો આ લખનારે (પ્રો. બ્રાઉન) J. R. A. S. 1897, pp 761-827માં પ્રગટ કર્યો છે.

અને કાર્યો દોરવવાને અશક્ત થઇ પડી છે. તેણે પુષ્કળ કેતાબો લખી છે, પણ તેનાં પોતાનાં નાનાં મંડળની બહાર તે થોડાંકની જાણમાં આવી છે અને વંચાઈ છે, અને અત્યારસુધી કોઇએ પણ બ્રિટિશ મ્યુઝીઅમે મેળવેલા તેના મોટા સંગ્રહનો અભ્યાસ કર્યો નથી. આ સંગ્રહ સાઇપ્રસના લારનાકા શહેરના કમિશનર મી. સી. ડ લા વાલ કોબહૅમની મદદથી થયો હતો. આ છેલ્લાં ચાલીસ વર્ષ થયાં અક્કા જીવતા જાગતા બાબી ધર્મનુ કેન્દ્ર થઇ પડયું છે, અને તે તેમ ચાલુ રહેશે એમ જણાય છે, માટે હવે આપણે આ શહેરમાં થતી બાબી ધર્મની પ્રવૃત્તિ ઉપર ધ્યાન પહોંચાડયે.

ખોદાનાં નવાં અને સર્વથી શ્રેષ્ટ "સ્પષ્ટીકરણ", અથવા શમ્સ-ઉલ ઉલમા દસ્તુર ડાક્ટર ધાલા પ્રમાણે "પ્રગટરૂપ", હોવાના બહા-ઉલ્લાના દાવાએ મક્કમપણે અને જલદીથી બાબીઓમાં ઘર ઘાલ્યું, અને તેથી બાબીઓના અસલ વિચારોમાં સંપૂર્ણ નવો ફેરફાર થવા પામ્યો; તેનું કારણ આ હતું કે બહાઉલ્લાહે જાહેર કર્યું હતું, તે પ્રમાણે બાબ તો ફક્ત તેના અગાઉ થઈ જનાર અને તેના પોતાના આવવાની ખબર આપનાર શખ્સ હતો. આ રીતે, મીરઝા અલી-મુહમ્મદે જે બત્તી સળગાવી હતી તે તેના પોતા તરફ ધ્યાન ખેચતી અટકી; એટલું જ નહિ પણ તે નવા દિવસની રોશનીના પ્રકાશમાં અદશ્ય થઇ ગઇ. હવેથી બહાઈઓએ સામાન્ય રીતે બાબ અને તેના પહેલા ચેલાઓ વિષે વાત કરવાનો અથવા તેની જીંદગી અને ધર્મ-સિદ્ધાંતો ચરચાવાનો, અથવા તો તેનાં લખાણો અને કેતાબો પુછ-પરછ કરનારાઓના હાથમાં મૂકવાનો પણ છડેચોક અણગમો બતાવ્યો; એટલું જ નહિ પણ તેઓ પોતાને બાબી કહેવાડવાનું છોડી દઇ પોતાને ફક્ત બહાઈ તરીકે ઓળખાવવા લાગ્યા. તેઓની નજરમાં બાબનાં સિદ્ધાંતો ફક્ત બહાઇ સિદ્ધાંતો માટે રસ્તો કરી આપનારાં હતાં, અને તેના વટહુકમો માત્ર થોડાક વખત માટે જ હતા, અને બહાઉલ્લાહને જેમ ઠીક લાગે તેમ તેમાં ફેરફાર કરવાનો અથવા તો તેને રદ કરવાનો પૂરતો હક્ક હતો. સુબ્હ-ઈ-એઝેલ અને બહાઉલ્લાહ વચ્ચે ફક્ત

એક જ સવાલના નિર્ણય ઉપર મતભેદ હતો, જે તેહેરાનના બ્રિટિશ એલચી, સર સેસીલ સ્પ્રિંગ-રાઈસે ઘણી જ સરસ રીતે વર્ણવ્યો છે. તે કહે છે કે ખ્રિસ્તી ધર્મના શરૂઆતના વખતમા સેંટ પીટર અને સેંટ પોલના અનુયાયીઓ જે સવાલ ઉપર છુટા પડયા હતા, તે સવાલના નિર્ણય સાથે ઉપલા સવાલનો નિર્ણય સરખાવી શકાય. તે સવાલ આ હતો કે ખ્રિસ્તી ધર્મ ફક્ત એક યાહુદી પંથ તરીકે કે એક નવા દુન્યામાં ફેલાવવા લાયક ધર્મ તરીકે હસ્તી ભોગવતો રહેવો જોઈએ. અસલ બાબી સિદ્ધાંત, જેને એઝેલીઓએ ફેરફાર વગર ચાલુ રાખ્યો હતો, તે તેનાં તત્વાંશમાં શીઆ સિદ્ધાંત હતો, કારણકે જો કે કોરાન છેલ્લી જ ઇશ્વરી કેતાબ છે, અને મુહમ્મદ પેગમ્બરને ખોદા તરફથી મોકલવામાં આવ્યા હતા, આ બાબતનો બાબીઓ પોતે ઈન્કાર કરે છે, એટલું જ નહિ પણ સિદ્ધાંતોમાં અને ધર્મનાં પાલણમાં પણ નવી નવી બાબતો તેઓએ ઘુસાડી છે, તો પણ તેઓનો સઘળો વિચાર શીઆ માન્યતાની અસર તળે રમી રહ્યો છે; દાખલા તરીકે મુહમ્મદ પેગમ્બરના, તેની દીકરી ફાતિમાનાં અને બાર ઇમામોનાં "દુન્યાની જીંદગીમાં પાછા ફરવા"ના અને પોતાના અગ્રભાગ ભજવનારા બાબીઓને એક અથવા બીજા પવિત્ર શખ્સો સાથે ભેલી નાખવાના જુના વિચારથી ઉલટા વિચારોમાં સ્પષ્ટ માલુમ પડે છે.

બહાઉલ્લાહનાં શિક્ષણોમાં તદ્દન જ જુદું ચૈતન્ય પ્રસરી રહ્યું છે. તેનો ધર્મ વધારે વ્યવહારૂ, તેનાં શિક્ષણો વધારે નૈતિક, ઓછા ભેદ-ભરમવાળાં અને આધ્યાત્મિક છે. તે દરેક માણસોને, અને નહિ કે ખાસ શીઆ મુસલમાનોને પોતા સાથે જોડાવા અરજ કરે છે. વળી ઇરાનના શાહ અને ઇરાની સરકાર પ્રત્યેની તેની વળણ વધુ નાખતી કરનારી છે, જે ઇરાનના શાહ ઉપર મોકલેલા પ્રખ્યાત રોક્કા (લઉહ-ઇ-સુલ્તાન) ઉપરથી આપણે જોઈએ છીએ. આ રોક્કો તેણે અક્કા આવી પુગ્યા પછી તરત જ નાસરૂદ્દીનશાહ ઉપર મોકલ્યો હતો.[૨૩]

૨૩. સંભવિત છે કે તે ૧૮૬૯ના ઉનાળામાં મોકલ્યો હોય. (જુઓ Trav. Narr. II. 392).

આ રોક્કો, જેનો તરજુમો Trav. Narr. II, 108–151 અને 390–400માં આપ્યો છે, તે મીરઝા બદીઅ નામના એક બહાઈએ, બહાઉલ્લાહના હોકમો ફતેહમંદીથી પાર ઉતારી શાહને જાતે સપૂર્દ કર્યો હતો, પણ તેની હિંમત અને ગુસ્તાખી માટે તેને રીબાવી મારી નાખવામાં આવ્યો હતો.[૨૪] આ વખતે બહાઉલ્લાહે બીજા રોક્કાઓ કેટલાક બીજા રાજ્યકર્તાઓ ઉપર મોકલ્યા હતા, જેઓમાં ઇંગ્લાંડની રાણી વીક્ટોરિયા, રશીઆના ઝાર, ફ્રાંસનો રાજા નેપોલીઅન ત્રિજો અને રોમના પોપનો સમાવેશ થાય છે.[૨૫] આ રોક્કાઓને બહાઈઓ અલ્વાહ–ઈ–સલાતીન એટલે "રાજાઓ ઉપર મોકલેલા રોક્કા" કહે છે.

આ તબક્કાની બહાઈ પંથની સંપૂર્ણ તવારીખ માટે જોઇતી પૂરતી બાતમી મળતી નથી. પણ સામાન્ય રીતે જોતાં, ખાસ કરી અક્કા માટે જો બોલીએ, તો આ તવારીખમાં આ દેશનિકાલ કાઢેલાઓ ઉપર ઓથમાનો સરકારના વધતા ઓછા જાપતાની હેરફેર રૂઢી, આ પંથના બંદોબસ્તનું રફ્તે રફ્તે આગલ વધવું અને તેનો પ્રચાર, સંખ્યાબંધ હાજીઓની આવજાવ જેઓ મોટે ભાગે ઇરાની હતા, પણ જ્યારથી અમેરિકામાં બહાઈ ધર્મનો ફતેહમંદ પ્રચાર થવા લાગ્યો, ત્યારથી અમેરિકન હાજીઓ પણ સારી સંખ્યામાં આવતા થયા, તે વિષેની નોંધનો સમાવેશ થાય એમ કહી શકાય. ખુદ ઇરાનમાં, જ્યાં આ ધર્મમાં માનનારાઓની સંખ્યા કુદરતી રીતે ઘણી છે, ત્યાં તેઓને વારે ઘડીએ સતાવણી અને જુલમ ખમવો પડયો હતો, જે તેઓએ બહાઉલ્લાહના એક ફરમાન અનુસાર સહન કરી લીધો હતો. આ ફરમાનમાં કહ્યું છે કે "તમે મારી નાખો તે કરતાં તમે માર્યા જાઓ એ બહેતર છે." મીરઝા બદીઅને જુલાઇ ૧૮૬૯ માં મારી નાખ્યો, ત્યારપછીની સતાવણીઓમાં નીચલી જાણવાજોગ છે. આશરે

૨૪. જુઓ Trav. Narr. II, 102–106.

૨૫. આ રોક્કાઓમાંથી ચુંટી કાઢેલા ફકરાઓનો અંગ્રેજી તરજુમો J. R. A. S. 1889, pp. 953–972માં આપ્યો છે.

૧૮૮૦ માં ઇસ્ફહાનના બે સૈયદોને આ શહેરના મુલ્લાઓએ મારી નાખ્યા. આ બે શહીદોને બહાઇઓ સુલ્તાનુશ શુહદા એટલે "શહીદોનો રાજા," અને મહબુબુશ-શુહદા એટલે "શહીદોનો પ્યારો" એવે એલ્કાબે ઓળખતા થયા છે.[૨૬] ઓકટોબર ૧૮૮૮ માં આબાદહના આગા મીરઝા અશરફને પણ ઇસ્ફહાનમાંજ મારી નાખ્યો, અને તેના શરીરના ટુકડા કરી તે બાળી નાખ્યું.[૨૭] ૧૮૮૯ ના ઉનાળામાં ઇસ્ફહાન નજદીકનાં સી-દિહ અને નજફઆબાદ નામનાં ગામડાંઓમાં આગા-ઇ-નજફીની ઉશ્કેરણીથી સાત આઠ બાબીઓને (બહાઇઓને) ઘણાં ઘાટકીપણાંથી મારી નાખ્યા.[૨૮] ૧૮૮૯ ના સપટેમ્બરની ૮ મી તારીખે મશહદથી ખાસ મોકલેલા બે શીઆ ફીદાઈઓએ અશ્કાબાદના એક મુખ્ય રસ્તામાં ધોળે દિવસે ઇસ્ફહાનના હાજી મુહમ્મદ રેઝા નામના એક જાણીતા બહાઇને ખંજર ભોકી મારી નાખ્યો. રશીઆની લશ્કરી અદાલતમાં આ બે શખ્સોની તપાસ ચાલી અને તેઓને મોતની સજા થઇ, પણ પાછળથી તેમાં ઘટાડો કરી જીંદગી સુધી સખત મજુરીની સજા થઇ. બહાઇ પંથની પચાસ વરસની હસ્તીમાં પહેલીજવાર સતાવણી કરનારને ઘટતી શિક્ષા થવાનો આ દાખલો છે. આથી બહાઇઓની ખુશાલીનો પાર રહ્યો નહિ, અને ખુદ બહાઉલ્લાહએ આ તકે બે પ્રકાશન બહાર પાડયાં, જેમાં તેણે રશીયન ઇનસાફની હદ બહાર તારીફ કીધી.[૨૯] અને આ બીના ભૂલી ન જવા પોતાના અનુયાયીઓને ફરમાન આપ્યું. ૧૮૯૧ ના મે મહિનામાં યઝદ શહેરમાં બહાઇઓ સામે સતાવણી ભડકો લઇ ઉઠી,

૨૬. જુઓ J. R. A. S. 1889, pp. 489–492: Trav. Narr. II. 166–169.

૨૭. જુઓ Trav. Narr. II. 169 and 400–406.

૨૮. Ibid I, 406–410.

૨૯. Trav. Narr. II. 411 seq. આ પ્રકારની ઇબારત Collections Scientifiques de l' Institut des Langues Orientales VI. (St. Petersbourg 1891)માં બારોન રોઝેને પ્રગટ કરી છે.

જેમાં સાત બહાઈઓને ધાટકી રીતે તા. ૮ મી મેને દિવસે મારી નાખ્યા, અને થોડાક દિવસ પછી એક બુઢા માણસને છુપી રીતે મારી નાખ્યો. ૧૯૦૩ ના ઉનાળામાં યઝદ શહેરમાં બીજી સખત સતાવણી ફાટી નિકળી, જે વખતે બનેલા કરૂણ બનાવોનો થોડોક અહેવાલ નેપીઅર માલ્કમે પોતાની Five Years in a Persian Town (London 1905)માં આપ્યો છે.

બહાઈઓની તવારીખમાં એક ઘણોજ જાણવાજોગ સફો તો અમેરિકામાં કેટલીક ફતેહ સાથે ચલાવેલા બહાઈ ધર્મના પ્રચારનો છે. આ પ્રચાર ઈબ્રાહીમ જ્યોર્જ ખેરઉલ્લાહ નામના બહાઈ ધર્મમાં વટલી ગયલા સીરીઆના એક ખ્રિસ્તીએ શરૂ કર્યો હતો. તેણે આ ધર્મ ઉપર ઘણી અંગ્રેજી ચોપડીઓ લખી છે. તે એક અંગ્રેજ બાઈને પરણી ગયો છે. એમ જણાય છે કે તેણે આ વિષય ઉપર આશરે ૧૮૯૨ માં ચીકાગોમા ભાષણ કર્યું હતું કારણ કે "Behāullāh" (Chicago 1900) નામની ચોપડીના પ્રસ્તાવનામાં તે કહે છે (p. VII) કે "ખ્રિસ્ત અને બીજા પેગમ્બરોએ સચ્ચાઈની સ્થાપના માટે જે ભવિષ્યવાણી ભાખી હતી તેનો ઉપદેશ કરવાનું તેણે સાત વરસ આમગજ શરૂ કર્યું હતું."[૩૦] ખેરઉલ્લાહનો જન્મ લેબાનોન પહાડમાં થયો હતો; તેણે ૨૧ વરસ કેરો શહેરમાં કાઢ્યા પછી તેને અબદુલ-કરીમ તેહરાનીએ બહાઈ ધર્મમાં વટલાવ્યો હતો. ત્યાર પછી તે અમેરિકા જઈ વસ્યો, અને યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજાજન તરીકે નોંધાયો. જે પ્રચાર તેણે શરૂ કર્યો હતો તે ૧૮૯૭-૯૮માં ટોંચે પહોંચ્યો, અને હાલમાં અમેરિકન બહાઈઓની સંખ્યા કેટલાક હજારની છે. બહાઈ ધર્મ ઉપર સારૂં જેવું અમેરિકન સાહિત્ય હસ્તી ધરાવે છે, અને અમેરિકાને બહાઈઓનાં મુખ્ય ધામ અક્કા સાથે સારો જેવો વહેવાર છે. આ વિષે વધુ નીચે જણાવીશું.

---

૩૦. ચીકાગોમાં ૧૮૯૩માં ભરાયલી "ધર્મોની પાર્લામેન્ટ"માં બહાઈ સિદ્ધાન્તો તરફ પહેલવહેલું અમેરિકામાં ધ્યાન ખેંચાયું.

## (૫) બહાઉલ્લાહનાં મરણથી તે ૧૯૦૮ સુધી.
## (ઇ. સ. ૧૮૯૨થી ૧૯૦૮)

બહાઉલ્લાહનું મરણ ૧૬ મી મે ૧૮૯૨માં થયું. તે પોતા પાછળ ચાર છોકરા અને ત્રણ છોકરી મૂકી ગયો હતો. તેની પછી બહાઈઓનાં વડપણ માટે તેના બે વડા છોકરાઓ, અબ્બાસ એફેન્દી (જેને અબ્દુલ-બહા એટલે "બહાનો નોકર" અને ધુસ્ન-ઈ-અઝમ એટલે "સૌથી મજબુત ડાખળી" પણ કહેતા હતા) અને મીરઝા મુહમ્મદઅલી (જેને ધુસ્ન-ઈ-અકબર એટલે "સૌથી મોટી ડાખલી" કહેતા હતા) તેઓ વચ્ચે મતફેર પડયો. બહાઉલ્લાહ એક વસિયતનામું કરી ગયો હતો, જે કિતાબુઅહદી નામે જાણીતું છે. કેટલીક પ્રસ્તાવનારૂપી ટીકા અને રશીઅન તરજુમા સાથે લેફ્ટનન્ટ તુમાન્સકીએ તેને ઇમ્પીરીઅલ રશીઅન આરકેઓલૉજીકલ સોસાયટીના ઓરીએન્ટલ વિભાગની ઝાપીસ્કીના ૮ મા વાલમમાં ૧૮૯૨ માં પ્રગટ કર્યું છે. આ અગત્યના દસ્તાવેજમાં કહે છે કે: "ખોદાનો હોકમ છે કે ડાખલીઓ (અધસાન) અને ડાખલાંઓ (અફનાન)[31] અને સગાંઓ (મુન્તસબીન)[32] સર્વ લોકોએ સૌથી મજબુત ડાખલી (ધુસ્ન-ઈ-અઝમ) એટલે અબ્બાસ એફેન્દી તરફ નજર કરવી જોઇએ. જુઓ અમારી સર્વથી પવિત્ર કેતાબ (કિતાબ-ઇ-અકદસ), જેમા અમે જાહેર કર્યું છે કે 'જયારે જોડાણના દરીઆમાં ઓટ આવે છે અને શરૂઆત અને છેવટની ચોપડી ખતમ થાય છે, ત્યારે જેને ખોદા ધારે છે (મન અરાધહુલ્લાહ) તેના તરફ ફરો, જે કદીમ થડમાંથી ઉત્પન્ન થયો છે." આ પવિત્ર શ્લોકમાં સૌથી મજબુત ડાખલી માટે ઈશારો કીધો છે કે "આ રીતે અમારી તરફની મહેરબાની દાખલ આ હુકમ જાહેર કર્યો છે. ખરેખર હું નવાજેશથી ભરપૂર અને મહેરબાન છું. ખોદાએ સૌથી મોટી

---

૩૧. ડાખલીઓ (ધુસ્ન, બહુવચન અધસાન) તે બહાઉલ્લાહના વંશજો ડાખલાંઓ (અફનાન) તે બાબની ઓલાદનાઓ.

૩૨. અથવા કદાચ મુન્તસબીનનો અર્થ તેને માનનારા (adherents) હોય

ડાખલી (હુસ્ન-ઇ-અકબર) એટલે મીરઝા મુહમ્મદઅલીનું સ્થાન તેના પછી મુકરર કર્યું છે.[૩૩] ખરેખર તે હોકમ કરનાર અને ડાહ્યો છે. ખરેખર અમે સૌથી મોટાને સૌથી મજબુત પછી ચુંટી કાઢયો છે. સર્વજ્ઞાની ડાહ્યા તરફનું આ ફરમાન છે...બોલો, ઓ બંદાઓ, વ્યવસ્થાનાં પગલાંને ગેરવ્યવસ્થાનાં પગલાંમાં ફેરવી ના નાખતા, અને સંપ માટેના સાધનને કુસંપ માટેનાં સાધનમાં ફેરવી ન નાખતા..."

ત્યારે, આ પ્રમાણે આવા વસિયતનામાંના ખુલ્લા શબ્દોથી બહાઉલ્લાહના અનુયાયીઓમાં મતફેરીની જગાજ નહતી. પણ લગભગ બહાઉલ્લાહના મરણ પછી તરતજ જેને આપણે "અચલ" અને "આગળ વધતાં" તત્વો કહીએ, તે વચ્ચે જુમબેશ ફાટી નિકળી એમ માલમ પડે છે. (આ નવાં તડાંના ઇતિહાસ માટે હજુબી તાસુબોથી શોધખોળ થઇ નથી, જો કે બન્ને બાજુવાળાઓએ ફારસીમાં અને અંગ્રેજીમાં ઘણું લખ્યું છે). અબ્બાસ એફેન્દીએ દેખીતી રીતે દાવો કર્યો, કે પ્રકાશન ખતમ થયું નથી અને હવેથી તેની મારફતે તે ફેલાશે. મીરઝા મુહમ્મદઅલી અને તેના અનુયાયીઓ, જેમાં તેના બે નાના ભાઇઓ, મીરઝા બદીઉલ્લાહ અને મીરઝા ઝિયાઉલ્લાહ,[૩૪] બહાઉલ્લાહનો લહિયો, જેને જનાબ-ઇ-ખાદિમુલ્લાહ એટલે "ખોદાનો નોકર" કહેતા હતા, (મીરઝા આગાજાન કાશાની) અને બીજા ઘણા જાણીતા બહાઇઓએ આ દાવાનો જોસ્તવારીથી સામનો કર્યો. આ લોકો માનતા હતા, કે જ્યાં સુધી આ "સ્પષ્ટીકરણ"ને લાગેવળગે છે, ત્યાંસુધી પ્રકાશનની ચોપડી ખતમ થઇ છે. એના પૂરાવામાં તેઓ કિતાબ-ઇ-અકદસ એટલે "સૌથી પવિત્ર કેતાબ"માંથી નીચલી બેત ટાંકતાઃ "હઝારાની પરાકાષ્ટાએ પહોંચવા અગાઉ જે કોઇપણ સત્તાનો

---

૩૩. એટલે "અમે અબ્બાસ એફેન્દીને પહેલો અને મીરઝા મુહમ્મદ-અલીને બીજો મૂકયો છે."

૩૪. આ બે ભાઇઓમાંનો એક પાછળથી મરણ પામ્યો અને ૧૯૦૩માં બીજો અબ્બાસ એફેન્દી સાથે જોડાઈ જઈ મુહમ્મદ અલીને છોડી ગયો.

દાવા કરે[૩૫] તે ખરેખર જુઠો અને બદગોઈ કરનાર માણસ છે." આ તકરારમાં જાણે શબ્દોનો રોહ છુટયો છે. પણ ખરી રીતે તો અબ્બાસ એફેન્દીએ ઉભા કરેલા અલૌકિક દાવા તરફ જોતાં તે ઉપલાં બે વાકયે ઉપરથી ઉભી થયલી તકરાર છે. એક હાથપર બહાઉલ્લાહનું વસિયત નામું ખુલ્લા શબ્દોમાં અબ્બાસ એફેન્દીને પોતા પછી પોતાની જગાએ પહેલા આવનાર તરીકે ઠેઠવી જાય છે, જ્યારે બીજા હાથ પર આ રીતે મુકરર થવાથી તેણે "સત્તા ઉપર દાવો કર્યો", જેથી તેન ભાઈની સફવાળાઓ, બહાઉલ્લાહની કિતાબ-ઇ-અકદસમાં ખુલ્લેખુલ્લુ જણાવવા પ્રમાણે, તેને સખત ઠપકાને પાત્ર ગણતા. બહાઉલ્લાહ અને સુબ્હ-ઇ-એઝેલ વચ્ચે પડેલાં પહેલાં તડાં માફક, જેઓ એમ માનત કે ખોદાઇ દેખાવ દેવાના દરેક દિવસ પછી છુપાઇ રહેવાની રાત આવવી જોઇએ તેઓ અને જેઓને એમ લાગતું કે જે રોશનીન મદદથી તેઓ ચાલતા તે બુજવી શકાય નહિ, પણ તે પોતાન ચલકાટમાં વધવી જોઇએ, તેઓ વચ્ચે જુમ્મેશ હતી. અને અગાઉ માફકજ કનઝરવેટિવ અથવા "અચલ" પક્ષની હાર થઇ. થોડો વખત આ બન્ને પક્ષો વચ્ચે સમતોલપણું જળવાઇ રહ્યું, પણ અક્રમપણે અને નિશ્ચિતપણે અબ્બાસ એફેન્દીનું બળ અને સત્ત વધતી ગઈ, જ્યારે તેના ભાઈની સત્તામાં ઘટાડો થતો ગયો. આ કારણે ફરીથી તીવ્ર લાગણી અને ઉશ્કેરાટ ફેલાયો, પણ આ વખતે તેની અસર ઇરાનમાં જ નહિ, પણ તે ઇજીપ્ટ, સીરીઆ, અને ખુ અમેરિકામાં પણ પ્રસરી રહી. અમેરિકામાં બહાઇ ધર્મનો ફેલાવો કરનાર ઇબ્રાહીમ ખેરઉલ્લાહએ આખરે મુહમ્મદઅલીની તરફેણ કરી.[૩૬] પણ તેની સામે થવા ૧૯૦૨ની શરૂઆતમાં યુનાઇટેડ સ્ટેટસમ

૩૫. એટલે નવાં પ્રકાશનો પ્રગટ કરવાની અને તેના વટહુકમો બ કાઢવાની અને જુનાને રદ કરવાની સત્તા.

૩૬. તેના પોતાના હુકમ પ્રમાણે (The Three Questions, 2 તે અક્કા ગયો અને અબ્બાસ એફેન્દીએ તેનો સારી તરેહ આદરસત્કાર કર્યો

અબ્બાસ એફેન્દી તરફથી મિશનરીઓ[૩૭] મોકલવામાં આવ્યા, જેમાં બુઢો અને ભણેલો મીરઝા અબુલ-ફઝલ ગુલપાયગાની પણ હતો. અને એક વખતે તો ખેરઉલ્લાહએ પોતે જાનના જોખમમાં હોવાનું પણ જણાવ્યું હતું.

૬. **સિદ્ધાંત**—જો આપણે બાબી અને બહાઇ સિદ્ધાંત ઉપર પૂરતી તકરાર કરવાનો વખત આવ્યો છે એમ માન્યે, તો પણ આ એનસાઇક્લોપેડીઆની આરટિકલમાં તે તકરારનો સમાવેશ ન થઇ શકે. અમે આ સિદ્ધાંતનો ટુંક સાર આપ્યે તે પહેલાં વાંચનારનું ધ્યાન અમે એકાદ સામાન્ય બાબત ઉપર ખેંચીએ છીએ.

૧) ઈ. સ. ૧૮૪૪ થી ૧૮૫૦ ના ૭ વરસના તબક્કામાં, એટલે બાબનાં "સ્પષ્ટીકરણ"ના અને તેનાં મરણ વચ્ચેના તબક્કામાં ખુદ બાબના પોતાનાં સિદ્ધાંતમાં જાણવાજોગ ખીલવણી અને ફેરફાર થતા ગયા હતા. આ ખીલવણી અને તેની શરૂઆત શોધી કાઢવા માટે બાબનાં સંખ્યાબંધ લખાણો ઘણીજ સંભાળથી, બારીકીથી અને રૂઢીસર તપાસવાં જોઇએ, જેમ અત્યારસુધી કરવામાં આવ્યું નથી. આપણે તેની કલમથી લખાયલાં ફક્ત થોડાંક મુખ્ય અને વજનદાર લખાણો જોઈએ. દાખલા તરીકે "ઝયારત-નામે," જેને ગોબિનોએ તેની મતલબ સમજ્યા વગર Journal du Pelerinage એટલે "ઝયારતની નોંધપોથી" તરીકે ઓળખાવી છે, 'કારણ કે આતો ઈમામોની દરગાહોની ઝયારતે જનાર માટે તૈયાર કીધેલી ભક્તિની

---

પણ તે તેના બીજા ભાઇઓ સાથે વાતચીત કરી શક્યો નહિ. અમેરિકા પહોંચ્યા પછી ફક્ત સાત મહિનામાં તેણે અબ્બાસ એફેન્દીની સત્તાનો ઈન્કાર કર્યો અને મુહમ્મદઅલીને વડા તરીકે કબુલ્યો.

૩૭. આ મિશનનું બયાન કરતાં કેટલાંક અમેરિકન વર્તમાન પત્રો આ લખનાર (પ્રો. બ્રાઉન)ના કબજામાં છે. એક (The North American. Feb. 16, 1902)માં મીરઝા અબુલફઝલ, અને તેના ગોઠિયા હાજીનિયાઝ કેરમાની અને અબ્બાસ એફેન્દીની છબી આવી છે, અને તેની લીડિંગ આર્ટિકલ "બાબી ધર્મનો વિસ્મય પમાડનારો ફેલાવો" નામની છે.

ચોપડી છે, અને "સહીફતુ બઈનલ હરમઈન," જે બન્ને કેનાબો સ્પષ્ટીકરણનાં વરસમાં લખાઈ છે. ત્યારપછી દલાઇલ-ઇ-સબઅ એટલે "સાત દલીલો" અને કોરાને શરીફના જુદા જુદા સૂરા ઉપર સંખ્યાબંધ શરેહ (તફસીર), જેવી કે યુસુફનાં પ્રકરણ ઉપર શરેહ (જેને કઈયૂમુલ અસ્મા પણ કહે છે), અને અલ-બક્ર, અલ-કવથર, અલ-અસ્ર, વગેરે સૂરા ઉપર શરેહ, આ સર્વ શરેહો બાબે પોતે પોતાને ફક્ત ગુમ થઇ ગયલા ઈમામ આગલ લઇ જનારા "દરવાજા" તરીકે નહિ, પણ ખુદ ઇમામ દાખલ, વળી આગળ વધી નવાં પ્રકાશનના "નુકતા" તરીકે જાહેર કર્યો, તે અગાઉના તબક્કામાં મૂકવી જોઈએ. તેનાં પાછલાં લખાણો, જે સર્વને બયાન એટલે "સમજ" અથવા 'બોલવું' કહે છે, તેમાં ફારસી બયાન કદાચ વધુ રચનાયુક્ત છે, પણ બીજી કેટલીક અરબી બયાનો છે, જેવી કે કિતાબુલ-એહકામ અથવા "કાયદાપોથી" જેનો તરજુમો ગોબીનોએ પોતાની Religions et Philosophies dans l' Asie Centraleની છેવટે આપ્યો છે અને એકાદ "નામોની કિતાબ" (કિતાબુલ-અસ્મા). આ કેનાબોમાંની થોડીજ સહેલથી વાંચી શકાય એવી છે, અને જેણે તેમાંની એકાદ વાંચી છે, તે ગોબિનોના મત સાથે મળતો થશે કે "મીરઝાઅલીનાં લખાણની ઢબ લુખીસૂકી અને ઝમક વગરની છે;" જ્યારે બીજી કેટલીક તો એટલી ગુંચવાડા ભરી, એકનાએક વાકયોથી, વિચિત્ર બોલોથી અને અરબી બોલોનાં મૂળની અજબ ઉત્પત્તિથી ભરપૂર છે, કે ઉમંગી અને અથાગ વાંચનાર પણ તેનો ભાવાર્થ પામી શકે નહિ. સુબ્હ-ઇ-એઝેલનાં લખાણો બાબનાં લખાણોને ઘણાં મળતાં આવે છે, જ્યારે બહાઉલ્લાહનાં લખાણો, ખાસ કરી પાછલા તબક્કાનાં લખાણો વધારે સ્પષ્ટ અને સહેલાઇથી સમજી શકાય એવાં છે. વળી બહાઈ વિચારની વલણ ગુહ્ય, અધ્યાત્મિક અને ન સમજ પડે એવી ધડપુછડાં વગરની એબારત છોડી, મુખ્યત્વે નૈતિક બાબતો હાથ ધરવાની હતી.

૨) બાબીઓમાં "ચર્ચ કાઉન્સિલ" જેવી કોઇ સંસ્થા નહોવે ભવિષ્યની જીંદગી જેવા અગત્યના સવાલ ઉપર પણ મોટો મતફેર માલમ પડે છે. ખાકી શરીરનું પાછું ઉભું કરવું, જેમાં મુસલમાનો માને છે, તેનો તેઓ ઇન્કાર કરે છે; પણ જ્યારે ફારસી બયાનના કેટલાક ફકરામાંથી એમ લાગે છે, કે મરનારનો આત્મા તેના દુન્યવી કામકાજમાં રસ લેતો રહે છે, અને જ્યારે જુના બાબીઓની કેટલીક કહેતી એવું સુચવે છે કે જેમ તેઓનાં દુશ્મનો તેઓ ઉપર આક્ષેપ મૂકતા હતા તેમ તેઓ તનાસુખ-ઇ-અરવાહ એટલે "આત્માનાં એક શરીરમાંથી બીજાં શરીરમાં જવાની માન્યતા" તરફ ઢળેલા છે, જે માન્યતા તરફ મુસલમાનો ધિક્કારની નજરે જુએ છે, ત્યારે વળી બીજા બાબીઓ "આ દુન્યાની જીંદગીમાં પાછું ફરવું" (રજઅત)ને ઓછા સ્થૂળ અને વધુ લાક્ષણિક અર્થમાં લે છે. અને કેટલાકો દરેક જણની અમરતામાં ન માનતાં, તે અમરતા તેઓ પવિત્ર પુરૂષો માટેજ નિર્માણ થઇ છે એમ ધારે છે, જેઓનો આત્મા સાધારણ માણસોના આત્મા કરતાં ચઢતી પંક્તિનો છે.

૩) ખુલ્લી રીતે સમજવું જોઇએ કે બાબી ધર્મ કોઇપણ અર્થમાં સ્વચ્છાચારી અથવા તો સર્વધર્મસારગ્રાહી(latitudinarian or eclectic) કહેવાય નહિ, અને તેથી તે સુફીઓની માન્યતાથી તદ્દનજ જુદો અને ઉલટો છે. જો કે કોઇક બાબતમાં બાબી સિદ્ધાંત સ્પષ્ટ નથી, તો પણ મૂળ બાબતમાં તદ્દન હઠાગ્રહી (essentially dogmatic) છે, અને દરેક બોલ અને હુકમ જે જમાનાના "સ્પષ્ટીકરણે" (એટલે કે બાબે, સુબ્હ-ઇ-એઝેલે, બહાઉલ્લાહએ, અબ્બાસ એફેન્દીએ, અને મુહમ્મદ-અલીએ) ઉચ્ચાર્યાં હોય, તેને કાંઇપણ રાખરખાવત વગર કબુલ કરવા જોઇએ. પારકા ધર્મ તરફ નાખતીની નજરે જોવાને બહાઉલ્લાહએ ફરમાવ્યું છે: "બીજો ધર્મવાળાઓ સાથે દોસ્તી અને સહિષ્ણુતા (tolerance)થી ભળાઓ" એ કિતાબ-ઇ-અકદસનાં ફરમાનોનું એક ફરમાન છે. તોપણ એજ કેતાબ નીચે પ્રમાણે શરૂ થાય છે: "ખોદાએ

તેના નોકરોને જે પહેલી ચીજ ફરમાવી છે, તે તેનાં પ્રકાશનના દૈનિક ઝરાનું અને તેના હુકમની પ્રભાતનાં સ્થાનનું જ્ઞાન છે, જે પેદા કરવાની અને હુકમની સૃષ્ટિમાં તેનાં રૂહનું ધામ છે. જે કોઇ આ જ્ઞાન મેળવે છે, તેને સર્વ ભલું પ્રાપ્ત થાય છે. જે કોઇને તે જ્ઞાનમાંથી બાકાત રાખવામાં આવે છે, જો કે તે (દરેક જાતનાં ભલાં) કાર્યો કરે, તોપણ તે ભૂલમાં પડેલાં માણસોમાંનો એક છે." જો બીજા બોલોમાં કહીએ તો શ્રદ્ધા વગરનાં કાર્યો અકારત જાય છે. બાબ પોતે, અને તેની પુંઠે ચાલનારાઓ સહનશીલતા તરફ ઓછા ઢળેલા હતા. બયાન પ્રમાણે તેનાં ધર્મમાં જેઓ ન માને તેઓને ઈરાનનાં પાંચ મુખ્ય પ્રાંતોમાં વસવા દેવા નહિ, અને જ્યાં જ્યાં પણ તેઓ હોય, ત્યાં ત્યાં અને ત્યાંસુધી તેઓ ઉપર જાપતાઓ નાખવા, અને તેઓને પછાત પડેલાંજ રાખવા. બાબીઓ, સુફીઓ અને મુસ્લિમો તરફ સખત વિરૂદ્ધતા બતાવે છે, પણ તેનાં કારણો જુદાં છે. સુફીઓમાં તેઓના સ્વેચ્છાચારવાદ, તેઓનાં સર્વેશ્વરવાદ, તેઓના વ્યક્તિસ્વાતંત્ર્યવાદ અને તેઓની "અંતરજ્યોતિ"નાં સિદ્ધાંત સામે બાબીઓ વાંધો ઉઠાડતા. તેઓ મુસ્લિમોના ધાર્મિક વિચાર સાથે સામાન્ય રીતે વધુ મળતા થાય છે; પણ ઇસ્લામના ઉલમાના હાથથી તેઓ ઉપર પડેલા સિતમ માટે તેઓ સામે બાબીઓ મજબુત લાગણી ધરાવે છે. તે ઉપરાંત નવાં "સ્પષ્ટીકરણ"માં ઇસ્લામ પરિપૂર્ણ થયો છે એમ માનવા મુસ્લિમો ના પાડે છે, તેને તેઓ સખત રીતે વખોડી કાઢે છે, અને જો ટુંકમાં કહીએ, તો જે પ્રમાણે ખ્રિસ્તીઓ યાહુદીઓ તરફ જુએ છે, તે પ્રમાણે તેઓ મુસ્લિમો તરફ જુએ છે. આવાંજ કારણે બહાઇઓ એઝેલીઓને ધિક્કારે છે. જ્યારે ખુદ બહાઇઓમાં અબ્બાસ એફેન્દીના અનુયાયીઓ તેના ભાઇ મુહમ્મદઅલીના અનુયાયીઓ તરફ ધિક્કારની લાગણીથી જુએ છે,

બાબી માન્યતા પ્રમાણે ખુદાનું તત્વાંશ, પ્રથમ ઇશ્વરી એકત્વ જાણી શકાય એવું નથી, અને તે માનસિક સમજશક્તિથી તદ્દન

વેગળું છે, અને જે કાંઈ આપણે જાણીએ છીએ તે તેનાં જાહેર સ્પષ્ટીકરણો છે, પેલા ખોદાઈ દેખાવો દેવાનો સિલસિલો છે, જે પેગમ્બરોની હારમાળા રચે છે. તાત્પર્યમાં સઘળા પેગમ્બરો એક જ છે; એટલે એક વિશ્વવ્યાપક બુદ્ધિ અથવા હુશીઆરી માણસ જાત આગળ, હમેશ તેઓની તે વખતની લાયકાતો મુજબ અને તે જમાનાઓની જરૂરીઆત મુજબ, અબ્રાહામ, મોઝીસ, ડેવીદ, ખ્રિસ્ત, મુહમ્મદ અને હાલમાં આ છેલ્લાં સ્પષ્ટીકરણ મારફતે વખતો વખત બોલે છે. આ છેલ્લાં સ્પષ્ટીકરણમાં જુનાં બાબીઓ અને હાલના એઝેલીઓ બાબ સમજે છે, (આ લોકો બાબ માટે બોલતાં સામાન્ય રીતે હઝરતે નુક્ત. હઝરતે રબ્બીયુલઅલા, વગેરે એલ્કાબો લગાડે છે), જ્યારે બહાઈઓ જેઓ બાબને ફક્ત એક આગલ દોડનાર ખેપિયા (મુબશ્શિર)ના દરજ્જે ઉતારી પાડે છે. અને તેને જળસંસ્કાર કરનાર યોહાન (John the Baptist) સાથે સરખાવે છે. તેઓ તેમાં બહાઉલ્લાહ સમજે છે. તાત્પર્યમાં સઘળા પેગમ્બરો એક છે અને તેઓનું શિક્ષણ પણ એક છે; પણ જો બાબીઓનાં માનીતાં દૃષ્ટાંતોમાંનું એક દૃષ્ટાંત વાપર્યે, તો જેમ નાનાં બાળકો આગળ, જુવાન છોકરા છોકરીઓ આગળ, અને પુખ્ત ઉમરે અને પુખ્ત સમજે પુગેલા શખ્સો આગળ એક શિક્ષક એકજ વિજ્ઞાન સમજાવતાં જુદા જુદા, કોઇક વખતે દેખીતી રીતે ઉલટા બોલોમાં બોલે, તેમ એક પેગમ્બર જે લોકો આગળ તેને ખોદા તરફથી મોકલવામાં આવ્યો, તે લોકની ઉન્નતિની હદ પ્રમાણે પોતાના ઉચ્ચારો અને હુકમો ગોઠવે છે. દાખલા તરીકે મુહમ્મદ પેગમ્બરે દુન્યવી નજરે જે બહેસ્ત અને દોઝખ—જીન્નત અને જેહન્નમ—માટે ઉપદેશ કર્યો છે તે બહેસ્ત અને દોઝખ ખરેખર હસ્તીમાં નથી, પણ ખડતલ અને ભોળા આરબો આગળ તેમને પેગમ્બર તરીકે મોકલવામાં આવ્યા હતા, તેઓ સન્મુખ જે સત્ય વસ્તુનાં ચિહ્નરૂપ બહેસ્ત અને દોઝખ છે તેનો ભાસ બીજી કોઇ પણ તદબીરે આપી શકાય એમ ન હતું. જ્યારે દુન્યા એક

"સ્પષ્ટીકરણ"નાં શિક્ષણ કુદાવી આગળ વધે છે, ત્યારે બીજું નવું "સ્પષ્ટીકરણ" દેખાવ દે છે, અને દુન્યા અને માણસજાત, બાબી માન્યતા પ્રમાણે, સાશ્વત છે અને આગળ વધતું એ વિશ્વનો કાયદો છે, તો છેવટનો ખુદાઈ સંદેશ હોય જ નહિ. અને જેમ મુસ્લિમો માને છે તેમ "પેગમ્બરોમાં છેલ્લા અને પેગમ્બરોની મ્હોર" તો હોઈ શકે જ નહિ. બાબનાં સિદ્ધાંતની કોઈ પણ બાબતોમાં આ બાબત ઉપર સૌથી વધુ ભાર મૂકવામાં આવ્યો છે. દરેક પેગમ્બરે પોતા પછી આવનાર બીજા પેગમ્બર માટે આગાહી કરી છે, અને દરેક દાખલામાં જ્યારે આ નવો પેગમ્બર જાહેરમાં આવ્યો, ત્યારે પેલા પહેલા પેગમ્બરના અનુયાયીઓના મોટા ભાગે તેને કબુલ કર્યો નહિ. યાહુદીઓએ પોતાના મસીયાહને કબુલ કર્યો નહિ, જો કે તેઓ આ મસીયાહના આવવાની ઘણી જ રાહ જોતા હતા એમ તેઓ કહેતા. ખ્રિસ્તીઓએ પારાકલેટ અથવા દિલાસો દેનારનો અસ્વીકાર કર્યો, જે માટે ખ્રિસ્તે ભવિષ્યવાણીઓમાં આગાહી કરી હતી, જેને મુસલમાનો મુહમ્મદ પેગમ્બરના આવવાથી ખરી પડેલી માને છે. શીઆ મુસ્લિમો બારમા ઈમામ અથવા મહદી વિષે ઈશારો કરતાં કદી પણ અજજલ અલ્લાહુ ફરજહુ એટલે "અલ્લાહ તેની ખુશાલી ભરેલી આમદને નજદીક લાવે!" એવું વાકય બોલવાનું ચુકતા નથી. પણ તે છતાં જ્યારે આખરે એક હજાર વરસ પછી બારમો ઇમામ (બાબનાં રૂપમાં) પાછો આવ્યો, ત્યારે તેઓએ તેને કબુલ કર્યો નહિ, એટલું જ નહિ પણ તેની નિંદા કરી, તેને કેદમાં નાખી, છેવટે તેને મારી નાખ્યો. આથી બાબે નક્કી ઠરાવ કર્યો કે, જ્યાં સુધી તેનાથી બને ત્યાં સુધી આવી હકીકત બનવા પામે નહિ અને પોતાના અનુયાયીઓ ગફલતીમાં પડે નહિ. તેથી આવતો ઈશ્વરી સંદેશ જે "ખોદા જેને જાહેર કરશે" (મનયુધહિરુલ્લાહ) તે લાવશે, તે માટે અને ત્યારપછીનાં સંદેશો જે એક પછી એક અને અનંત અપાર આવશે તે માટે તેણે ફરી ફરીથી ઈશારો કર્યો છે. વળી એણે તો એટલા આગળ વધી કહ્યું કે જો કોઈ

"ખોદા જેને જાહેર કરશે" તે હોવાનો દાવો કરતો નિકળી આવે, તો બાબીધર્મમાં માનનાર દરેક શખ્સની ફરજ છે કે બીજું કામ પડતું મુકી આ દાવાના ટેકામાં આગળ ધરેલી અને પેશ કરેલી શહાદતો તપાસવા તેણે ઉતાવળ કરવી, અને જો તે શહાદતોના પુરાવાથી તેની ખાતરી થઇ ન હોય, તો પણ તેણે પેલા દાવા કરનારને તોડી પાડવાથી અથવા તેને ઠગારાની ઉપમા આપવાથી પછાત રહેવું. બેશક આવા ફતવાઓથી બાબીધર્મની તવારીખમાં દરેક નવા દાવાદારોને ઘણો મોટો લાભ થયો છે, અને જેને આપણે "અચલપક્ષ" કહીએ (દાખલા તરીકે સુબહ–ઇ એઝેલના અને ત્યારથી ઘણે વખતે મુહમ્મદ-અલીના અનુયાયીઓ)તે પક્ષે તેને ઘણી જ કઢંગી અને કબજ સ્થિતિમાં મૂકી દીધો છે.

આપણે જે ઉપર કહી ગયા છીએ તેથી પશ્ચિમ દેશનો કોઇ વાંચનાર એમ ધારવાને લલચાય કે બાબના સિદ્ધાંતમાં કેટલીક હદે પશ્ચિમનું તાર્કિક (rationalistic) તત્ત્વ હોય. આથી મોટી બીજી કોઇ ભૂલ હોય નહિ. આગાહીઓ ખરી પડવામાં માન્યતા, યાહુદી, ખ્રિસ્તી અને મુસ્લિમ ધર્મપુસ્તકો અને રવાયતોમાંથી ચુંટી કાઢેલાં ખુદાઇ સંદેશ (apocalypse)ને લગતાં વચનો તરફ ચાહ, તલેસમાનને (ખાસ કરી પ્રથમ બાબીઓ તરફથી) અપાયલું વજન, હરફોની કીમત ઉપર રચાયલાં નામોની સમાનતાની શોધ, દાખલા તરીકે એકત્વના અને તેનાં ૧૯ના આંકડામાં જાહેર થવાનાં ગુહ્ય સિદ્ધાંત, અને ચોકસ અક્ષર ચોકસ આંકડા માટે વપરાય છે તે ધોરણને આધારે નામોનો અને આંકડાનો અરસપરસ ઉપયોગ, આ સર્વ જુદી જ ઢબના વિચારો દર્શાવે છે.વધુમાં, આ માન્યતાઓ ફક્ત અસલ ખરા બાબી સિદ્ધાંતમાંજ મળી આવે છે, અને અમેરિકાના અને યૂરોપના બાબીઓને જે રૂપમાં તેજ સિદ્ધાંત દર્શાવવામાં આવે છે, અને તેઓનાં ધ્યાનમાં ઉતરે છે તેથી તે જુદું પડે છે. વળી બાબે ફરમાવેલા અથવા સૂચવેલા વ્યવહારૂ સુધારાઓ સામાન્ય રીતે કોઇક તદન નિરૂપયોગી પાયા ઉપર રચેલા

છે, જેમકે છોકરાંને સખત સજા કરવાની મના છે, અને તેઓની લાગણી ધ્યાનમાં લેવાનું ફરમાન છે; પણ એમ કરવાનું કારણ આ આપવામાં આવ્યું છે કે જ્યારે "ખોદા જેને જાહેર કરશે" તે આવશે, ત્યારે તે પહેલાં એક છોકરાં દાખલ જ આવશે, અને આ એક ઘણીજ ગંભીર બીના થઈ પડે કે કોઇ શખ્સને પેલાં પ્રતાપી બાળક સાથે સખત ચાલ ચલાવવા માટે ભવિષ્યમાં પોતાને સખત ઠપકો આપવો પડે. આ અને એવા જ બીજા સામાજિક સુધારાઓ જેવા કે સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો. જેમ કેટલાક યુરોપીઅનો ધારે છે તેમ એક હિમતભરી કોશેષ કરવા માટેની શક્તિ, જેથી દુન્યા અચરત થઇ છે તે નથી, પણ તે તો "સ્પષ્ટીકરણ", "એકતાઓ", આંકડાઓ, અક્ષરો અને આગાહીનાં ખરાં પડવાની સાથે સંબંધ ધરાવતા ગુહ્યવિચારો છે. જે કોઈક તાર્કિક માન્યતા ધરાવતા યુરોપીઅનને વિચિત્ર અને ખ્યાલી દેખાય. પણ સૌથી અગત્યનું તો આ છે, કે એક બાબી કે એક બહાઇ હોવાનું તત્વાંશ તો "સ્પષ્ટીકરણનાં સ્વરૂપ" તરફ બેહદ ફિદાગીરી છે, અને તે દેવિ અને બીજી સર્વ વ્યક્તિઓથી તદન જુદીજ કિસમનું છે. તે બાબતમાં ગાઢ માન્યતા છે. આપણે ઉપર જોયું છે તેમ બાબને તેના અનુયાયીઓ હઝરત-ઇ-રબ્બીયુલઅલા અને બહાઉલ્લાહને જમાલ-ઇ-મુબારક એટલે "મુબારક પરિપૂર્ણતા", અને ખાસ કરી હક્કતાલા એટલે "સર્વશક્તિમાન ખોદા" કહેતા. વળી આ "સ્પષ્ટીકરણનું સ્વરૂપ" કેટલી હદે ઐશ્વર્ય ધરાવે છે તે વિષે મતભેદ છે. અને પેલા કોઇક કવિ માફક સર્વ બાબીઓ બોલી ઊઠતા નથી કે "માણસ તને ખોદા કહે છે. અને હું ગુસ્સાભરી અચરતીમાં ગરકાવ છું કે તું ક્યાં સુધી આ "દેવત્વ"ની શરમ સાંખશે.

હવે, "નુકતા", "એકત્વ" અને ૧૯ના આંકડામાં આવતાં તેનાં સ્પષ્ટીકરણ અને એવી જ બીજી બાબતો ઉપર કાંઇક વધુ કહેવું જોઇએ. "નુકતા"નો વિચાર (મોટે ભાગે ખોટી) બે શીઆ કહેતી ઉપર મુખ્ય આધાર રાખે છે. તેમાંની એક પ્રમાણે "જ્ઞાન એક નુકતો

છે જેને અભણોએ અનેક કર્યો છે." આ "જ્ઞાનનો નુકતો" હતો, જે ઉપર બાબે દાવો કર્યો હતો, અને નહિ કે બીજી ઉપઆખતોનું વિસ્તૃત જ્ઞાન, પણ વસ્તુઓની સાશ્વત સચ્ચાઈનું ચપલ, આવશ્યક, "સંક્ષિપ્ત' જ્ઞાન. બીજી શીઆ કહેતી સાથે પહેલા ઇમામ અલીનું નામ જોડાય છે. કહે છે કે તેણે જાહેર કર્યું હતું કે જે સઘળું કોરાને શરીફમાં હતું તે કોરાનના પહેલા સૂરા, સૂરતુલ ફાતિહામા સંપૂર્ણ સમાયું હતું, અને તે સૂરામાં જે હતું, તે મથાળે આવતા "બિસ્મિલ્લાહ"માં સમાયું હતું "બિસ્મિલ્લાહ"માં જે હતું તે પહેલા અક્ષર "બે"માં હતું, અને "બે"મ જે હતું તે "બે"ની નીચેના નુકતામાં હતું; અને પછી કહે છે કે અલી બોલ્યા કે "બે"ની નીચેનો નુકતો તે હું છું." હવે બિસ્મિલ્લાહ અર-રહમન અર-રહીમના કલમામાં ૧૯ અક્ષરો છે, જે "બેની નીચેન નુકતા"નું સ્પષ્ટીકરણ છે, જે પ્રમાણે આખું કોરાન વધુ મોટા પ્રમાણમ "બિસ્મિલ્લાહ"નું એક વધુ સ્પષ્ટીકરણ છે. વળી, "એક" માટે અરબી બોલ વાહિદ છે, અને અબજદ રૂઢી પ્રમાણે આ ચાર અક્ષરોને સરવાળો ૧૯ થાય છે. આ ૧૯ ના આંકડાની "પહેલી એકતા' ૧૯×૧૯ ($૧૯^૨$) અથવા ૩૬૧ તરીકે જાહેર થાય છે, જેને બાબીએ "સર્વ ચીજોનો આંકડો" (અદદ-ઈ-કુલ્લ-ઈ-શાઇ) કહે છે. હવે કુલ્લ-ઈ-શાઇ એટલે "સર્વ ચીજો"ના અક્ષરોનો સરવાળો ૩૬૦ થાય છે, તેની ઉપર "એક જેની ઉપર સઘળી અનેકતા રચાઈ છે", તે ઉમેરતાં ૩૬૧, જે "સર્વ ચીજોનો આંકડો છે". આ રીતે $૧૯^૨$= ૩૬૧ મળી આવે છે.

બાબીઓએ ૧૯ના આંકડાને ઘણુંજ મહત્વ આપ્યું છે, અને બની શકે ત્યાં સૂધી તેને વખતની, પૈસાની અને એવીજ બીજી ગણત્રીનો મૂળ આંકડો ગણ્યો છે. આ રીતે બાબીઓનું વરસ ૧૯ દિવસના ૧૯ મહિનાનું બનેલું છે, જેમાં "હે" અક્ષરનો આંકડો એટલે ૫) ઉમેરી તેઓએ સૂર્યની ચાલપર રચાયલું વરસ બનાવ્યું છે. આ સાલને તેઓએ મુસ્લિમોનાં ચંદ્રની ચાલ પર રચાયલાં વરસને

બદલે વાપરવા સુચવ્યું છે. મહિના અને દિવસનાં નામો એકજ રાખ્યાં છે, જેવાં કે બહા, જલાલ, જમાલ વગેરે, જેથી જરથોસ્તી પંચાંગમાં છે તેમ દરેક મહિનામાં મહિના અને દહાડાનાં નામો એક વખત એકસરખાં થાય છે, અને તે દિવસોને તહેવારના દિવસો ઠેરવ્યા છે. વરસની શરૂઆત કદીમ ઇરાની નવ-રૂઝથી અથવા "નવાં વરસના દિવસ" થી થાય છે, જે મહાવિષુવકાળ (vernal equinox)ને મળતો છે, અને રૂઢીસર તા. ૨૧ મી માર્ચે પળાય છે. રોઝાનો મહિનો વરસનો છેલ્લો મહિનો છે, એટલે નવરોઝ આગમજના ૧૯ દિવસ. ૧૯ના આંકડા ઉપર પૈસાનું ચલણ ગોઠવવાનો વિચાર, બીજા એવા જ અવ્યવહારૂ હુકમો સાથે પડતો મૂકાયો છે. આવા કેટલાક હુકમો કિતાબ-ઇ-અકદસ અને બાબનાં બીજાં લખાણોમાં સ્પષ્ટ રીતે રદ કરવામાં આવ્યા છે. દૈવિ વિશેષણ "હૈઈ" એટલે "હૈયાત"માં એકતા સ્પષ્ટ થાય છે, જે બોલના અક્ષરોનો સરવાળો ૧૮ થાય છે, અને "એક જે સર્વ એકતાનો પાયો છે" તે સાથે મળી ૧૯ થાય છે. આ પ્રમાણે બાબે ૧૮ ચેલા પસંદ કર્યા અને તેઓ સાથે પોતે મળી "હૈયાત (વ્યક્તિ)ના અક્ષરો", હુરૂફુલહૈઇ અથવા "પહેલી એકતા" સ્થાપી. બાબે પોતાના જાએ-નશીન તરીકે મીરઝા યહ્યા "સુબ્હ-ઈ-એઝેલ" (અનંતતાની પ્રભાત) ને પસંદ કર્યો, તે નેમણુંક પણ બનવાકાલ છે કે યહ્યા નામના અક્ષરોનો સરવાલો ૩૬ છે, એટલે ૧૮×૨=૩૬, તે આધારે નક્કી કરી હોય. વળી, આ કારણે સુબ્હ-ઈ-એઝેલને વહીદ પણ કહ્યો છે, જે બોલના અક્ષરોનો સરવાલો ૨૮ થાય છે (અરબી મૂળાક્ષરો પણ ૨૮ છે) અને જેનો અર્થ "એકલો" એટલે એકતા દેખાડનારો છે.

બાબીઓએ બોલોના આંકડા ઉપરથી ઉપજાવી કાઢેલા બીજા બોલોને જે અગત્ય આપી છે, તે આપણે બીજી બાબતમાં પણ જોઈએ છીએ, અને ખાસ કરી પોતાના ઇતિહાસમાં આવતાં શહેરોનાં નામોને આવી રીતે આંકડાથી ઉપજાવી કાઢેલા બોલોથી દર્શાવવાની

તેઓની ટેવથી સ્પષ્ટ થાય છે. દાખલા તરીકે આદ્રીઆનોપલનું તુરકી નામ એદિરને છે, હવે આ શહેરને તેઓએ અરધુસ–સિર એટલે "ભરમનો મુલક" (the land of mystery) નામથી ઓળખાવ્યું છે, કારણ કે એદિરને અને સિર બોલીના અક્ષરોનો સરવાળો ૨૬૦ થાય છે. તેજ પ્રમાણે ઝનજાન (=૧૧૧)ને અરધુ–આલા (=૧૧૧) કહે છે, ઇત્યાદિ. એવી જ બીજી વિચિત્ર લોગાતો જે બાબી લખાણો (ખાસ કરી આગલાં લખાણોમાં) હમેશ આવે છે તે કોઇક અજાણુ વાંચનારને મુઝવણમાં નાખે છે, કારણ કે તેણે પોતે જ આ બાબતનો ઉકેલ શોધી કાઢવાનો છે; દાખલા તરીકે, "સાત હરફ ધરાવતી વ્યક્તિ" (ધાતુલહુરૂફુસસબઅ) બાબના એલ્કાઓમાંનો એક છે. કારણકે બાબનું અસલ નામ અલીમુહમ્મદ સાત અક્ષરોનું બનેલું છે. બહાઉલ્લાહના લખાણોમાં પણ આવી વિચિત્ર લોગાતો આવે છે, જેમકે અલ–બુક-અતુલ હમરા એટલે "રાતી જગ્યા", જે અક્કા માટે વપડાયો છે.

બાબે કેટલાક કાયદાઓ ઘડી કાઢવા હતા, જે ઘણા દાખલામાં તેના પોતાના શોખ અને લાગણી અનુસાર હતા, અને જે ત્યારબાદ અમલમાં મૂકાયા નહતા. આ કાયદાઓમાં હુક્કો તથા બીડી પીવાની અને કાંદા ખાવાની મનાઇ (જો કે એઝેલીઓ હજી આ મનાઇનો અમલ કરે છે); કપડાંને અને સલામ કરવાને લગતા તેના હુકમો, તેમજ વીંટીઓ અને અત્તરના વપરાસની, "બયાન"માં બચ્ચાંઓને કયા નામે બોલાવવાં તે નામોની, ગુજરેલાંઓને દાટવાની અને એવી જ બીજી બાબતોને લગતા તેના હુકમો. કિતાબ–ઇ–અકદસમાં વારસા હિસ્સાને લગતા કાયદાના અપવાદ સિવાય, બહાઉલ્લાહએ ઘડેલા કાયદાઓ વધારે સારા અને વધારે વ્યવહારૂ છે, અને બહાઇ કેતાબોની ભાષા વધારે સાદી, વધારે વ્યવહારૂ, અને આધ્યાત્મિક કરતાં વધુ નૈતિક સવાલો સાથે નિસ્બત ધરાવે છે. આતો જાણીતું છે કે આ કેતાબો, બહાઇઓનાં મત પ્રમાણે બાબનાં લખાણોને નદ્દન રદ કરે છે. ઐતિહાસિક નજરે સુબ્હ–ઇ–એઝેલના દાવાની તરફેણમાં ઘણું કહેવાનું

છે, કારણ કે તેને બાબે નિશ્ચિત પોતાના જાએનશીન તરીકે નેમ્યો હતો, અને એવાંજ નિશ્ચિતપણે તેને બાબી કોમના મોટા ભાગે ઘણા વરસો સુધી સ્વીકાર્યો હતો. જો આપણે બાબને ખુદાઇ બસારત પામેલો માન્યે (આ પ્રમાણે બાબીઓએજ નહિ, પણ બહાઇઓએ પણ માની લેવું જોઇએ), તો સમજવું મુશ્કેલ છે કે તેણે એક એવા માણસને પોતાના જાએનશીન તરીકે પસંદ કર્યો જે "ખોદા જે પુરૂષને જાહેર કરશે" તેનો મુખ્ય હરીફ થવા સરજાયો હતો. પણ વ્યવહારૂ રીતે જોતાં કાંઇ શક નથી કે બાબે સ્થાપેલા ધર્મનું ટકી રહેવું અને તેનો ફેલાવો બહાઉલ્લાહએ તેમાં કરેલા ફેરફારને આભારી છે, કારણકે તેનાં અસલરૂપમાં તે ઇરાન બહાર કદી પણ સમજી શકાતે નહિ, એટલુંજ નહિ પણ વધુ આકર્ષિત થઇ પડતે નહિ. અને ખુદ ઇરાનમાં પણ આ ધર્મ દાખલ કરવામાં આવ્યો તે વખતે થઇ રહેલો શરૂઆતનો ઉશ્કેરાટ સમી ગયા પછી, બનવાકાલ છે કે તે ઘણાએક મુસ્લિમ પંથો, જેઓએ ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો, તેઓ માફક નદ્દન વજન વગરનો થઇ પડતે.

આજના વખતમાં થોડાક અસલ મત ધરાવનારા બાબીઓ છે, જેઓ પોતાને "કુલ્લુશઇ" કહેવડાવે છે, અને જેઓ એઝેલીઓ અને બહાઇઓ સાથે ટંટામાં ઉતરવા ના પાડે છે. એઝેલીઓની સંખ્યા નાની છે, અને રફતે રફતે ઓછી થતી જાય છે. અને એક મોટી પણ અચોક્કસ સંખ્યા બહાઇઓની છે, જેનો મોટો ભાગ અબ્બાસ એફેન્દીની (અબ્દુલબહાની) અને એક નાની સંખ્યા તેના ભાઇ મુહમ્મદઅલીની પુઠે ચાલે છે. થોડુંક થયું બહાઉલ્લાહના અનુયાયીઓ બાબી નામ પડતું મૂકી, પોતાને બહાઇ કહેવાડવા ઘણા તત્પર છે, અને તેઓ પોતાના ધર્મને લગતો અસલ ઇતિહાસ માન્ય ન રાખવા અથવા તો દાબી દેવા તૈયાર છે. હુશીઆરીમાં અને નીતિ-રીતિમાં બાબીઓ (અથવા બહાઇઓ) આગળ પડતા છે; પણ આ લખનારને (પ્રો. બ્રાઉનને) ખાતરી નથી, કે એક વખત ઇરાનમાં

જો તેઓ ઈસ્લામ ઉપર ગાલેબ આવ્યા, તો ધર્મની બાબતમાં હેરાન થયલા આ દેશને આખરે તેઓ ફાયદામંદ નિવડશે કે, અથવા તો જે સહનશીલતા તેઓ આજે શીખવે છે તે તેઓની ફત્તેહ અને સર્વોપરિ-પણાની કસોટીમાંથી પસાર થશે કે.

---

# બાબી અને બહાઈ ધર્મને લગતાં સાહિત્યની સંક્ષિપ્ત ટીપ.

## I બાબી ધર્મને લગતી પવિત્ર કેતાબો

૧. મીરઝા અલીમુહમ્મદ-બાબનાં લખાણો—શુઉન-ઇ-ખમ્સ "પાંચ પદવીઓ" જેમાં (૧) આયાત "બેતો" (૨) મુનાજાત "અરજો" (૩) તફાસીર "શરેહો" (૪) શુઉન-ઈ-ઇલ્માય "વિજ્ઞાનને લગતા રસાલા" (૫) કલીમાત-ઈ-ફારસીય "ફારસી લેખો"નો સમાવેશ થાય છે. અરબી અને ફારસી "બયાન"માં કોરાનની ઢબે બાબે લખેલી સઘળી આયાત "બેતો" સમાઈ જાય છે. (જુઓ. Trav. Narr. II 335–347 and JRAS XXIV 1892, p. 452 seq.

૨. મીરઝા યહ્યા-સુબ્હ-ઇ-એઝેલનાં લખાણો:-કિતાબ-ઈ-નૂર. (જુઓ Trav. Narr. II. 340 seq. and JRAS XXIV 1892, p. 483–493, 600–662, etc.

૩. મીરઝા હુસઇનઅલી-બહાઉિલ્લાહનાં લખાણો :—(૧) ઈકાન "ખાતરી", જે ૧૮૫૮-૫૯માં લખી હતી; (૨) લઉહ, બહુવચન અલ્વાહ "પાટી; રોકો, કાગજ" (૩) સૂર-ઇ-હઈકલ; (૪) અલ્વાહ-ઈ-સલાતીન "રાજાઓ પર લખેલા રોક્કા" જેમાં ઈ. સ. ૧૮૬૯માં નાસિરૂદ્દીનશાહ ઉપર લખેલા કાગજનો સમાવેશ થાય છે.(૫) કિતાબ-ઇ-અકદસ "ઘણીજ પવિત્ર કેતાબ", જેમાં બહાઉલ્લાહ એ બહાર પાડેલાં સિદ્ધાન્તો, કાયદાઓ અને વટહુકમો વિષે ઘણુંજ રચનાયુક્ત

સાંક્ષપ્ત લખાણ આપ્યું છે. આ કેતાબ કેપટન તુમાનસ્કીએ છપાવ રશિયન તરજુમા સાથે બહાર પાડી છે. વળી તેણે કિતાબુઅહદી ં બહાઉલ્લાહનું વસિયતનામું છે, તેને ૧૮૯૨માં પ્રગટ કરો છે. એ ० વરસમાં બારોન વિક્ટોર રોઝેને લઉહ–ઈ–બસારત પ્રગટ કરી છે. (જુએ Trav. Narr. and JRAS 1889). મસ્યો હિપ્પોલીટ ડ્રેફ્યુ: (Mr. Hippolyte Dreyfus) અને મીરઝા હબિબુલ્લાહ શીરાઝીરે ૧૯૦૪ માં ઇકાનનો ફ્રેંચ ભાષામાં તરજુમો પ્રગટ કર્યો હતો.

૪. અબ્બાસ એફેન્દી–અબ્દુલ બહાનાં લખાણો:—મુફાવઝાઃ જેનો અંગ્રેજી અને ફ્રેંચમાં મીસ લોરા બારની અને મસ્યો ડ્રેફ્યુરે તરજુમો અસલ ફારસી એબારત સાથે પ્રગટ કર્યો છે.

૫. મીરઝા મુહમ્મદઅલીનાં લખાણો.

II. એબાદતને લગતાં, સિદ્ધાંતને લગતાં અને બચાવ કરનાર (apologetic) લખાણો:—સુબ્હ–ઈ–એઝલ, બહાઉલ્લાહ, અબ્બાર એફેન્દી અને મીરઝા મુહમ્મદઅલીના રફીકો અને ચેલાઓએ કયું છે, જેમાં મુલ્લા મુહમ્મદઅલી બારફુરૂશીનાં લખાણો મુખ્ય છે (જુઓ JRAS. 1892 pp. 483–487,685–695, 701–705

III. ઐતિહાસિક લખાણો:—આ લખાણોમાં મીરઝા જાન કાશાનીની તારીખે જદીદ મુખ્ય છે. (જુઓ The New History of the Bāb by Prof. E. G. Browne.

IV. બાબી કવિતાઓ:—ઘણા જ જાણીતા બાબી કવિ નીચલા છે:–કુરરતુલ–અઈન, નબીલ અન્દલીબ, નઈમ અ મીરઝા યહયા સર–ખુશ.

V. તકરારી લખાણો.

VI. અંગ્રેજી અને ફ્રેંચ ભાષામાં ઓનાં લખાણો:—

Ibrahim George Khairu.

Nutt,—Behaullah, 2 vo

I. G. Khairullah, Facts for Behaists, Chicago 1901.
" " " The Three Questions.
Stoyan Krstoff Vatralsky:–Mohammedan Gnosticism in America. Boston 1902.
Gabriel Sacy:–Le Regne de Dieu et de l'Agnean, connu sons le nom de Babysme. Cairo 1902.
" " Le Livre de Sept Preuves, transl. by A. L. M. Nicolas. Paris 1902.
Isabella D. Brittingham,—The Revelation of Bahāullah. U. S. A. 1902.
Myron H. Phelps:–The Life and Teachings of Abbas Effendi, with introduction by E. G. Browne.
London & New York 1903.
Hippolyte Dreyfus and Mirza Habibullah Shirazi, Le Livre de Certitude. Paris 1904.
A. L. M. Nicols, Arabic Bayān, translated. Paris 1905.
Arthur Philsbury Dodge:–Whence ? Why ? Whither ? Westwood. Mass. 1907.
Miss Laura Clifford Barney, Table talks. London 1908.
" " " Some Questions Answered.
" " " and Hippolyte Dreyfus, Les Lecons de St. Jean d'Acre. (French version of the preceding). Paris. 1908.



**ડૉ. જમશેદજી માણેકજી ઉનવાળા પી. એચ., ડી. એ "બહાઈ પંથ અને ઈરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામની જે પુસ્તિકા ૧૯૪૨માં બહાર પાડી હતી તે તેઓએ ૧૯૪૩માં કરેલા સુધારાવધારા સાથે અહીં રજુ કરવામાં આવે છે.**

## દીબાચો.

"બહાઈ પંથ અને ઈરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામનો લેખ મેં ઈરાનના યઝદ શહેરથી ૧૯૨૬ના માર્ચ માસમાં "જામે જમશેદ" માટે લખ્યો હતો અને તે આ પત્રના તા. ૧૯-૪-૧૯૨૬, તા. ૨૦-૪-૧૯૨૬ અને તા. ૨૪-૪-૨૬ના અંકમાં ત્રણ હફતે પ્રગટ થયો હતો.

૧૯૨૫ના ઓકટોબરની આખરેથી તા. ૧૫મી માર્ચ ૧૯૨૬ સુધીના લગભગ પાંચ મહિનાના યઝદ શહેરના મારા વસવાટ દરમયાન હું કેટલાક બહાઈ થઇ ગયલા જરથોસ્તીઓના સમાગમમાં આવ્યો હતો, એટલું જ નહિ પણ યઝદની અતરાફનાં જરથોસ્તી વસ્તી ધરાવતા ગામોમાં ગાહમ્બારના અવસરે ગયો હતો, જ્યાં છુટા છવાયા બહાઈ થઇ ગયલા જરથોસ્તીઓ સાથે ધાર્મિક તકરારમાં મને ઉતરવું પડયું હતું. આવી તકરારમાં આ બહાઇઓ આ ચોપાન્યાંનાં ૯માં અને દશમાં પાનામાં ટાંકેલી દલીલોના જેવી જ દલીલો મોટે ભાગે રજુ કરતા, જે જરથોસ્તી દીનથી બેખબર રહેલા આપણા ઈરાની હમદીનો પર અસર કર્યા વગર રહેતી હતી નહિ.

તા. ૧૫મી માર્ચ ૧૯૨૬ને દીને યઝદથી તેહેરાન જવા માટે હું મોટરકારમાં ઉપડયો હતો અને મારા રસ્તાના સાથી તરીકે એક જરથોસ્તી બહાઈ, તેની મા અને બહેન હતાં. અમે ચાર જણે આખી મોટરકાર ભાડે રાખી હતી, તેથી અમને ઇસ્ફહાનમાં રહેતી આ બહાઈની બીજી બહેન અને બનેવીને ત્યાં એક રાત ઉતારો લેવો પડયો હતો. આ વખતે એક ચુસ્ત બહાઇ તરીકે તેણે અને તેના નોતરેલા બીજા બહાઇઓએ મને પણ આ પંથ તરફ ખેંચવાની બનતી કોશેશ કરી હતી,

૧૯૨૬ના સાલમાં પાંચ મહિનાના (તા. ૧૯-૩-૧૯૨૬થી ઓગસ્ટની આખેરી સુધી) તેહેરાનના વસવાટ દરમયાન બહાઇ ધર્મમાં વટલેલા કેટલાક ઉંચી કેળવણી પામેલા મુસલમાનોના ઘાડા સમાગમમાં હું આવ્યો હતો, અને તેમનાથી પણ મને આ પંથ વિષે ઘણું જાણવાનું મળ્યું હતું. ખાસ એ બાબત હું જાણતો થયો કે તહેરાનના બહાઈઓએ ત્યાંના દોખમા સામે છુપી ચળવળ કરવા માંડી હતી, અને પરિણામે તા. ૨૪ મી મેને દિવસે તેહેરાનમાં મેં જરથોસ્તી દીન ઉપર જે ભાષણ કર્યું હતું (જુઓ પાનું ૨૯મું) તેમાંથી લાશને દોખમેનશીન કરવાની જરથોસ્તી રૂઢી વિષેનો આખો ફકરો ખુદ ઇરાનની કુલ જરથોસ્તી કોમ તરફથી ચુંટાયેલા મજલિસના પ્રતિનિધિ મરહુમ અરબાબ કેખસરૂ શાહરૂખના કહેવાથી મને કાઢી નાખવો પડયો હતો. એકાદ વરસ થયાં તેહેરાનના દોખમાનો વપરાશ બંધ થયો છે, તેનાં અનેક કારણોમાંનું એક મુખ્ય કારણ બહાઇઓની આ દોખમા સામેની ચળવળ હતી.

"જામે જમશેદ"ના તા. ૧૭-૫-૧૯૨૬ના અંકમાં મારાં ઉપલાં લખાણનો K. M. F. એ જવાબ વાળ્યો હતો. તેનું કટિંગ મને મરહુમ શેઠ અરદેશર એદલજી રીપોર્ટર તરફથી તહેરાનમાં મળવે મેં તેનો વળતો જવાબ આપવાનું દુરસ્ત ધાર્યું, જે આ પત્રના તા. ૧૩-૭-૧૯૨૬ના અને ૧૪-૭-૧૯૨૬ના અંકમાં પ્રગટ થયો હતો.

આ જવાબના ટેકામાં પ્રો. ઈ. જી. બ્રાઉન, જે બહાઈ ધર્મનો અને તેના ઇતિહાસનો ચુનંદો અપક્ષપાત અભ્યાસી હતો, તેની રચેલી ચોપડીઓ જેવી કે The New History of the Bab, Cambridge 1893, Materials for the Study of the Babi Religion, Cambridge 1918, Nuqtatul-Kaf, અને Hasting's Encyclopaedia of Religion and Ethics, vol. 2, પાનાં ૨૯૯-૩૦૮માં આવેલા "Bab and Babis" નામના તેના લેખનો મુખ્ય આધાર મેં લીધો હતો. ધર્મની બાબત હમેશાં તકરારી હોય છે, અને તે તકરારમાં જો આપણે એક અમુક ધર્મને તેના ઇતિહાસની નજરે જોઈએ, તો આપણને તે વિષે ઘણું નવું જાણવાનું મળે છે, તેમ બહાઈ ધર્મના સંબંધમાં પણ છે. વળી "જામે જમશેદ"ના તા. ૧૬-૭-૧૯૨૬ના અંકમાં મારો બીજો ટુંક લેખ પ્રગટ થયો હતો, જેમાં મેં લખ્યું હતું કે પાના ૩૫થી ૩૮માં દર્શાવેલી પંદર હકીકતો ધ્યાનમાં લેતાં, "જો એક જરથોસ્તી બહાઈ થઈ જાય, તો તે જરથોસ્તી કહી શકાય નહિ."

૧૯૩૧ ના સપટેમ્બર મહિનામાં મરહુમ શેઠ અરદેશર એદલજી રીપોર્ટર સાથે મને છેલ્લી મુલાકાત થઇ હતી. આ ગ્રહસ્થે ઇરાનના જરથોસ્તીઓની બહેતરી ફંડના ટ્રસ્ટીઓના એજન્ટ તરીકે વરસો સુધી ઇરાનના જરથોસ્તીઓની દીલોજાનથી સેવા બજાવી હતી. એવણ બહાઈ ધર્મના અને ઇરાની જરથોસ્તીઓ ઉપર થતી તેની અસરના પક્કા અભ્યાસી હતા. આ મુલાકાત પછી એકાદ મહિનામાં તેમની ઉપર મેં નેહાવંદથી "Observations on the religious condition in modern Persia" નામના નાનકડા લેખની એક ટાઈપ કરેલી નકલ તેમના મત માટે મોકલી હતી. આ લેખમાં મેં કાંઇક આ મતલબનું લખ્યું હતું કે "ભવિષ્યમાં બહાઈ ધર્મ ઇરાનમાં અગ્ર ભાગ ભજવી શકે નહિ, કારણ કે દેશભક્ત ઇરાનીઓ તે તરફ શંકાની નજરથી જોતા થયા છે." શેઠ રીપોર્ટરે

આ લેખને પોતાની પૂરતી સંમતિ આપી આ વિષય માટે મને કેટલીક વધુ બાતમી પૂરી પાડી હતી, જેનો મેં મારા ઉપલા લેખમાં સમાવેશ કર્યો હતો. આ લેખ ઇટાલીનાં બોલોઈન્યા શહેરમાં પ્રગટ થતાં Studie Materiali della Storia delle Religioni નામનાં ચોપાન્યાંમાં ૧૯૩૩ માં પ્રગટ થયો હતો.

બહાઇ પંથ ઉપરના લેખના સંબંધમાં નીચલા ખોલાસાની જરૂર છે.

૧. આ ચોપાન્યાંનાં ૪થા પાનાંમાં મેં કહ્યું છે કે "૧૮૬૬માં (બહાઉલ્લાહએ પોતાને) ખોદાની બસારત પામેલો જાહેર કર્યો." તેમાં નજરચુક થઇ છે. બહાઉલ્લાહએ તો આ સાલમાં બાબે પોતા પાછળ એક પુરૂષ આવવાની આગાહી કરી હતી, જેને અલ્લાહ જાહેર કરશે (મન યુધહિરહુલ્લાહુ) તે પુરૂષ હોવાનો દાવો કર્યો હતો (Hasting's Encyclopaedia etc. vol. 2, પાનું ૩૦૨ બીજું).

૨. પાનાં ૮માં મેં કહ્યું છે કે "આ પંથના વડાએ દરેક ધર્મમાંથી સારાં સારાં તત્ત્વો ચુંટી કાઢયાં છે." પણ તેથી એમ સમજવું નહિ કે બહાઇ ધર્મ eclectic છે. પ્રો. બ્રાઉનના કહેવા પ્રમાણે "તે કોઈ પણ રીતે ધર્મની બાબતમાં સ્વેચ્છાચારી (latitudinarian) અને સારાં સારાં તત્ત્વો ચુંટી કાઢતો ધર્મ નથી, અને તેથી તે સુફી માન્યતાથી તદ્દન જુદો પડે છે. આ ધર્મ મુખ્યત્વે એક સિદ્ધ મત પર ભાર મૂકે છે (essentially dogmatic) અને તે આ છે કે દરેક બોલ અથવા દરેક હુકમ જે કાળચક્રના સ્પષ્ટીકરણે ('Manifestation' of the period) ઉચ્ચાર્યો હોય, તે કોઇ પણ અપવાદ વિના કબુલ કરવો જોઇએ" Hasting's Encyclopaedia etc, vol 2. પાનું ૩૦૫મું.)

૩. પાનાં ૯માં કહેવા પ્રમાણે પેલા હાજીએ દસાતીર અને ફારસી દીનકર્દમાંથી જે શહાદતો ટાંકી હતી, તે તહકીક કરવા છતાં મને મળી નથી.

૪. પાનાં ૧૦માં અને ૧૧માં ટાંકેલો અરબી વાક્ય "હુબ્બુલ વતનિ મિન્ અલ ઈમાનિ" કોરાને શરીફમાંથી નહિ પણ એક જાણીતી હદીથમાંથી મળી આવે છે.

૫. પાનાં ૩૫માં કહ્યું છે કે "બહાઉલ્લાહએ પોતાને પેગમ્બર કહેવાડી બેસી ન રહેતાં પોતાને ખોદાનાં સ્વરૂપ તરીકે જાહેર કર્યો છે." આ માટે જુઓ Hastings' Encyclopaedia etc,. vol. 2. પાનું ૩૦૩ મું, જ્યાં કહે છે કે "તેણે ખોદાનું નવું અને સર્વોત્તમ સ્પષ્ટીકરણ (a new and transcendent Manifestation) હોવાનો દાવો કર્યો હતો."

૬. પાનાં ૩૭માં Hasting's Encyclopaedia etc,. vol 2, p. 301 ને બદલે 306 વાંચવું.

૧૯૨૬ માં પ્રગટ થયલા બહાઇ પંથ વિષેના લેખને ૧૯૪૨ના સાલમાં પાછો ચોપાન્યાંના આકારમાં છપાવવાનું મુખ્ય કારણ આ છે કે જયારે થોડુંક થયું બહાઈ ધર્મનો પ્રચાર આપણા પારસીઓમાં પારસી છાપાદ્વારે અને તખ્તા ઉપરથી થતો રહે છે, એટલુંજ નહિ પણ કોલેજોમાં શીખતા વિદ્યાર્થીઓમાં તેનો ફેલાવો કરવાની બહાઇઓ તરફથી તજવીજ થાય છે, ત્યારે આ ચોપાન્યું વાંચવે પારસીઓમાં, ખાસ કરી અંગ્રેજી શીખેલા પારસીઓમાં, બહાઈ ધર્મનો ઇતિહાસ વાંચવાનો ઉત્સાહ ફેલાય, અને પ્રો. બ્રાઉનની તેમજ બીજા લેખકોની આ વિષય ઉપર રચેલી ચોપડીઓ વાંચવાથી તેઓ પોતા માટે આ વિષે અપક્ષપાત મત બાંધી શકે. આ પ્રચારને અમેરિકાના બહાઇઓનો મજબુત ટેકો છે, અને તેઓ તરફથી ઇલ્લીનોઇસના વિલ્મેટ શહેરમાં ૧૯૪૧ માં છપાઇ બહાર પડેલી શોધી એફેન્દી કૃત The Promised Day is Come નામની ચોપડીના "એડવાન્સ્ડ પ્રુફો" મારી પર એક પારસી ગ્રહસ્થે એકાદ મહિનાની વાત પર મોકલી આપી તેનો રિવ્યુ લખી મોકલવાની મને ફરમાએશ કરી હતી. આ ચોપડીમાં બહાઉલ્લાહના કલામો ઉપરાંત, ભલા ભલા યૂરોપના સમકાલિક

રાજાઓ ઉપર બહાઉલ્લાહએ વખતોવખત મોકલેલી અલ્વાહ એટલે કાગળોનો (જુઓ પાનું ૩૧ મું) મોટો સમાવેશ થયો છે. આ ચોપડીના સંબંધમાં એક મહિનાની વાત પર મેં આ ગ્રહસ્થ ઉપર એક પત્ર લખી મોકલ્યો હતો, જે પ્રગટ કરવામાં આવે એ અસંભવિત છે, કારણ કે તેમાં મેં ખુલ્લાં દિલે બહાઇ ધર્મ વિષે મારા વિચાર દર્શાવ્યા છે, અને એક જરથોસ્તી ગ્રહસ્થ તરીકે તેમને સંબોધી બીજા ધર્મનો અભ્યાસ કરવા પહેલાં અને તે તરફ ઢળવા પહેલાં, જરથોસ્તી ધર્મનો અને જરથોસ્તી ધર્મસાહિત્યનો અભ્યાસ કરવાની તેમની પવિત્ર ફરજ છે એમ દેખાડી, તે ફરજ અદા કરવાનો તેમને આગ્રહ કર્યો છે.

છેવટે મારે ભાર મૂકી કહેવું જોઇએ કે બહાઇ ધર્મનો મૂળ:પાયો ઇસ્નાઅશરીયય નામના શીયા પંથના એક ફિરકાના સિદ્ધાંત ઉપર રચાયો છે (Hasting's Encyclopaedia vol, 2, પાનું ૨૯૯ મું) અને તેને જરથોસ્તી ધર્મ સાથે સહેજ પણ લાગતું વળગતું નથી.

યઝદથી મોકલેલા મારા ઉપલા લેખમાં ઇરાનના જરથોસ્તીઓમાં બહાઇ ધર્મ કેવી રીતે ફેલાવવામાં આવે છે, અને તેઓ ઉપર તેની શું અસર થાય છે, તે દેખાડવાની મતલબ મેં રાખી હતી, પણ જ્યારે K. M. F. એ આ લેખનો રદીઓ આપ્યો, ત્યારે તેના જવાબમાં તેમના કેટલાક મુદ્દાઓને વળગી રહી બહાઇ ધર્મની અસલ તવારીખનો એક સફો વાંચનાર સમક્ષ ઉઘાડવાની મને દલગીરીભરી ફરજ પડી હતી.

એક જ બાબત આપણું ધ્યાન ખેંચી રહી છે, તે **સોશીઓસના આવી પુગવાની બાબત** છે. બહાઇઓ બહાઉલ્લાહને સોશીઓસ દાખલ ઠોકી બેસાડી, જરથોસ્તીઓને તેને અને તેનાં શિક્ષણોને કબુલ કરવા કહે છે (જુઓ પાનું ૮ મું).

મારા અદના વિચાર પ્રમાણે બહાઇ ધર્મની ચળવળ આપણી નાની જરથોસ્તી કોમ માટે ભવિષ્યમાં નુકસાનકર્તા થઇ પડે એ સંભવિત છે, તેથીજ મેં આ ચોપાન્યાંમાં યથાશક્તિ તે ઉપર વિવેચન કર્યું છે.

છેવટે મરહુમ એદલજી બરજોરજી મુલ્લાં "જરથોસ્તી અનજુમન બહેતરી ફંડ"ના માનવંત ટ્રસ્ટી સાહેબોનો હું ઘણો આભારી થયો છું, જે સાહેબોએ આ ચોપાન્યાંને બહાર પાડવામાં કીમતી મદદ કરી છે.

નવસારી,

તા. ૨ જી જુલાઈ ૧૯૪૨ — જમશેદજી માણેકજી ઉનવાલા.

# બહાઈ પંથ અને ઇરાની જરથોશ્તીઓ ઉપર તેની અસર

લખનારઃ-જમશેદજી માણેકજી ઉનવાલા

"જામે જમશેદ", તા. ૧૯-૪-૧૯૨૬.

યઝદ, માર્ચ.

**ગયાં** બે વરસ દરમ્યાન જ્યારે હું નવસારીથી મુંબઇ આવતો ત્યારે કોઇક વખતે ત્યાંના ઇરાનીનાં[1] રેસ્ટોરાંની ખબર લેતો. આ ઇરાનીઓનો દેખાવ અને તેઓની રાહરીતિ, ખસુસ કરી ધર્મ સંબંધી રાહરીતિ, દશથી વધુ વરસ ઉપરના તેઓના દેખાવ અને રાહરીતિથી કાંઇ તદન ફેરવાઇ ગયલી માલમ પડતી. તેઓમાંનો મોટો ભાગ સુદરેહ કુસ્તીનો ત્યાગ કરી પરવારી ગયો છે, અને તે ઉપરાંત ખોડે માથે ખાતોપીતો અને બીડી ફુંકતો થઇ પડયો છે. વળી જેમ અસલ ઇરાનીની દુકાનમાં ઇરાનીઓજ ઘરાકની મેનિજ કરતા હતા તેને બદલે મોટે ભાગે હમણાં લગભગ બધેજ મુસલમાન વેટરો જોવામાં આવે છે. જેથી કોઇક વખતે મારા જેવાને તે વેટરોનો પોષાક અને વાંધાભરી રીતો પસંદ આવતી નથી. આ જરથોસ્તી નજરે અને સુઘડાઇની નજરે આવતા નાપસંદ ફેરફારનું મુખ્ય કારણ તો એ છે કે મુંબઈના ઇરાની દુકાનદારો મોટે ભાગે બહાઇ પંથમાં જોડાયા છે. કેટલાકો હજી પારસી ખાતાંઓની સખાવતોનો સીધી રીતે લાભ લેવા ચાહે છે, તેથી તેઓ

---

૧. આ લેખમાં "ઇરાની" બોલ ઈરાનના જરથોસ્તીઓ માટે વપડાયો છે.

અંદરખાનેથી બહાઇ હોવા છતાં બહારથી જરથોસ્તી હોવાનું ડોળ ઘાલે છે, જ્યારે બીજાઓ છડેચોક પોતાને બહાઈ જાહેર કરે છે, એટલુંજ નહિ પણ પોતાની દુકાનોને "યા બહા–ઉલ અબહા" એટલે "ઓ ખોરેહોનું ખોરેહ" અથવા "પ્રકાશોનો પ્રકાશ" એવા કલામથી શણગારે છે, જે રોનકદાર અને નક્ષીદાર અરબી હરફોથી કાગજ ઉપર કોતરેલો ઘરાકોની નજર સામે હોય છે. ઇરાની દુકાનદારો લગભગ એકેએક, મુંબઈમાં યઝદની અતરાફનાં ગામડાંઓમાંથી આવે છે, તેઓ ફક્ત થોડાક વરસ મુંબઈમાં રહી પૈસો પેદા કરી પાછા પોતાને ગામ જઈ ખેતી અને બાગબાની કરે છે. આ ઈરાનીઓ કાંઈ સારી કેળવણી પામેલા નથી અને જરથોસ્તી દીન આઇનને લગતું ઘણુંજ થોડું જ્ઞાન ધરાવે છે, તેથી તેઓ કોઇ લાયક ધર્મના રાહબરની ગેરહાજરીમાં બહાઇ મિશનરીઓના સપાટામાં ઘણા જલદી આવે છે. કેટલાક ઇરાનમાં બહાઈ થયલા હોય છે, જ્યારે કેટલાક બીજાઓ હિંદુસ્તાનમાં આવી જરથોસ્તી ધર્મ ત્યાગ કરે છે. બહાઇ પંથવાળાઓને ૯૭ ખુદ ઈરાનમાં એટલું છુટાપણું મળ્યું નથી કે તેઓ છડેચોક પોતાને બહાઈ કહેવડાવે. આથી મુસલમાનો તેમજ જરથોસ્તી બહાઇઓને બીજા મુસલમાનો અને જરથોસ્તીઓથી ઓળખી કાઢવું ઘણું મુશ્કેલ છે. વળી ખુદ જરથોસ્તી બહેદીનોમાં જરથોસ્તી દીન માટે એટલી તો સુસ્તી છે કે કેટલાકો સુદરેહ પહેરતા નથી, અને કુસ્તી પહેરન પર બાંધે છે. વળી કેટલાકોએ સુદરેહ કુસ્તી બન્ને તર્ક કર્યાં છે, એટલુંજ નહિ પણ હુક્કો અને અફીણ વટીક પીએ છે. છેલ્લાઓ મોટે ભાગે બહાઇ થયલા છે. અહીં યઝદમાં જરથોસ્તીઓ માટે એક હમામ છે, જેમાં હું હાલમાં અઠવાડયાંમાં એક, બે અથવા વધુ વખત, વખત કવખતે જાઉં છું, તે ઉપરથી ઉપલી બાબત હું ખાતરીપૂર્વક લખી શકું છું. જો કોઇ ઇરાનીએ સુદરેહ પહેર્યો ન હોય અને આપણે તેને તેમ કરવાનું કારણ પૂછીએ તો તે ઘણુંખરૂં પોતાની ગરીબાઈ આગળ ધરે છે, જેમાં કાંઇજ વજુદ નથી.

## બહાઇ ધર્મની સ્થાપના

ઉપરના બહાઇ ધર્મ વિષે વારે ઘડીએ ઇશારો કીધો છે, માટે બહાઇ ધર્મ તે શું, તે વિષે ટુંક સમજ વ્યર્થ જશે નહિ. આપણુ પારસીઓ કોઇક ઇરાનીને માટે કહીએ છીએ કે તે બાબી થઇ ગયો છે, પણ તે ગલત છે. ઈ. સ. ૧૮૯૩ માં બાબી પંથ મરતી રીબતી હાલતમાં હતો, જ્યારે મરહુમ પ્રોફેસર ઇ. જી. બ્રાઉને "The New History of the Bab:, Cambridge 1893 પ્રગટ કરી હતી. હાલમાં તે લગભગ સદંતર ગુમ થઇ ગયો છે, અને તેની જગા બહાઇ પંથે લીધી છે. આ વિદ્વાને ઉપલી ચોપડીમાં બાબી અને બહાઇ પંથોની તવારીખ આપી છે. "Hasting's Encyclopaedia of Religion and Ethics" માં પણ આ વિષય ઉપર તેણે એક આરટિકલ લખી છે, જેનો મુખ્તેસર સાર નીચે મુજબ આપું છું.

ઈ. સ. ૧૮૪૪ ના સાલમાં ઇરાન દેશનાં શીરાઝ શહેરમાં મીરઝાઅલી મુહમ્મદ નામના જુવાન સૈયદે એક નવી દીન, જે તેના કહેવા પ્રમાણે દુન્યાની સઘળી જીવતી જાગતી દીન ઉપર સરસાઇ ભોગવે એવી છે, તે જાહેર કરી. આ દીન તરફ શીખેલા ભણેલા, આબરૂદાર, નીતિમાન અને મોભાવાળા શખશો દોરવાયા. તેનો મુખ્ય ફતવો રસ્તાખેઝના વખતના આવી પહોંચવા વિષે હતો, જે વખતથી કોઇપણ રીતના ગેરઇનસાફ અથવા કજીયો કંકાસ દુન્યામાં રહેશે નહિ, અને ખોદાના ફરેસ્તાઓનો રાજઅમલ ચાલુ થશે. આ નવા પેગમબરનો ઉપલો ફતવો, અને તેનાં શિક્ષણો જોકે તદ્દન નવાં ન હતાં, તે છતાં તે ઇરાની ભેજાં ઉપર અસર કરવાને માટે ઘણાંજ મજબુત હતાં. આ નવા પેગમબરે "બાબ" નો એલ્કાબ અખ્ત્યાર કર્યો જેનો અર્થ "દરવાજો" થાય છે. આ એલ્કાબ બારમા ઇમામના ચાર અતલગી દોસ્તોએ લાંબા વખત પર પોતાને લગાડયો હતો. શીયા મુસલમાનો બારથી વધુ ઇમામમાં માનતા નથી. તેથી બાબે પોતાને

બારમા ઈમામનાં પુર્નજન્મ રૂપ તરીકે જાહેર કર્યો, પણ ઇમામ બોલ ન વાપરતાં "સૃષ્ટિમાં વ્યાપી રહેલી અક્કલ" ( Universal Reason ) બોલનો ઉપયોગ કર્યો. વળી એની દીનમાં ૧૯ ના આંકડાને ઐક્યતાના ભેદી આંકડા તરીકે ગણવામાં આવ્યો છે. અહીં મારી મતલબ બાબી દીન ઉપર નહિ પણ તેની તવારીખ ઉપર બે બોલ લખવાની છે, તેથી આ દીન વિષે ઉપલો ટુંક ઇશારો હું પુરતો ધારૂં છું. જેઓ વધુ જાણવાની જીજ્ઞાસા ધરાવતા હોય, તેઓએ Hasting's Encyclopaedia of Religion and Ethics (vol 2, pp 299–308) માં "Bab, Babis" ઉપર આરટિકલ વાંચવી.

## બાબના પંથમાં ફાટફુટ

બાબી દીને ટુંક મુદતમાં એવાં તો મજબુત મૂળીયાં ઇરાની ભેજાંમાં ઘાલ્યાં કે તેનાથી મુસલમાન મુલ્લાઓને તો શું, પણ નાસેર્–ઉદ્દ–દીન શાહને પણ ચોંકવું પડયું. તેઓએ છ છ વરસ સુધી પોતાની સત્તાનો બાબી ચળવળ જડમૂળથી ઉખેડી નાખવા માટે નિર્દયપણે ઉપયોગ કર્યો, અને છેવટે ઇ. સ. ૧૮૫૦ ની ૯મી જુલાઇએ બાબને તેના કેટલાક શાગેર્દો સાથે લાંબાં કેદખાનાંની સજા પછી આઝરબઇજાનના તબ્રીઝ શહેરમાં ગોળીબાર કરી મારી નખાવ્યો. બાબનાં મરણ પછી થોડેક વખતે બાબી પંથવાળાઓમાં ફાટફુટ પડી. બાબનો એક મુખ્ય ફતવો આ છે કે તેને મળેલી ખોદાઇ બસારત કાંઇ છેલ્લી નથી, પણ, મોડે યા વહેલે માણસ જાતની રાહનુમાઈ માટે ખુદાઇ બસારત પામેલો શખ્સ બાબીઓને તેઓનાં દુ:ખમાં દિલાસો દેવા બહાર પડશે. વળી પોતાનાં મરણની એક વરસ અગાઉ બાબે પોતાના જાએનશીન તરીકે મીરઝા યહ્યા નામના ૧૯ વરસની ઉંમરના છોકરાની નેમણુંક કરી, તેને "સુબ્હ–ઉલ–અઝલ" એટલે "જાવેદાનની સવાર"નો એલકાબ આપ્યો. ઇ. સ. ૧૮૫૨ માં બાબીઓની મોટી કતલ પછી તરતજ સુબ્હ–ઉલ–અઝલ બગદાદ નાસી ગયો, જ્યાં તેનો દુધભાઇ મીરઝા હુસેનઅલી, જે પાછળથી બહાઉલ્લાહ તરીકે જાણીતો થયો, તે આવી મળ્યો.

## બહાઇઓ સંબંધી તુર્કી સરકારની રાજ્યનીતિ

ઇ. સ. ૧૮૬૪ માં તુર્કી સરકારે બાબીઓને ઇરાની સરકારના કહેવાથી બગદાદથી પહેલાં કોનસ્ટાન્ટીનોપલ અને ચાર મહિના પછી આડ્રીઆનોપલ મોકલી દીધા, જ્યાં તેઓ ૧૮૬૮ સુધી રહ્યા. આ અરસામાં, ૧૮૬૬ માં બાબીઓમાં બે તડાં પડી ચુકયાં હતાં, જેથી અને તેઓની ચળવળથી જાણીતા થઇ તુર્કી સરકારે સુબ્હ-ઉલ-અઝલ અને તેના ગોઠિયાઓને સાઇપ્રસ ટાપુના ફામાગુસ્તા શહેરમાં અને બહાઉલ્લાહ અને તેના ગોઠિયાઓને પાલેસ્ટીનના અક્કા શહેરમાં છેવટના દેશનિકાલ કાઢયા. સુબ્હ-ઉલ-અઝલમાં બાબીઓ ઉપર સત્તા ભોગવવાનું મક્કમપણું ન હતું. જેથી બહાઉલ્લાહએ આ પંથને દોરવવાનું અને બીજું બધું લાયક કામ પોતાના હાથમાં લઇ પોતાને ૧૮૬૬માં ખોદાની બસારત પામેલો જાહેર કર્યો, અને આસ્તે આસ્તે સુબ્હ-ઉલ-અઝલના ગોઠિયાઓ તેને છોડી બહાઉલ્લાહની સંફમાં આવતા ગયા. હાલમાં જેઓને આપણે બાબી કહીએ છીએ તેઓ બહાઇઓ છે, જેઓના ફતવા અને બીજી માન્યતા અસલ બાબીઓના ફતવા અને માન્યતાથી ઘણી જુદી છે. બહાઉલ્લાહે વખતો વખત ખોદાઇ બસારતના હક્કનો ઉપયોગ કરી અસલ ફતવાઓને બદલ્યા છે અથવા તો સદંતર રદ કર્યા છે, એટલુંજ નહિ પણ તેઓને અને ખુદ બહાઇ દીનને ઘણી વ્યવહારૂ બનાવી છે.

## અમેરીકામાં બહાઇ દીનને મળતો ટેકો.

બહાઇ દીન દિનપ્રતિદિન ઇરાનમાં વધુને વધુ ફેલાતી જાય છે, એટલું જ નહિ પણ તુર્કી, મિસર, બરબરી, ચીન, જાપાન હિંદુસ્તાન અને બરમામાં ફેલાઇ છે, અને ઇંગ્લાંડ, જર્મની અને ફ્રાન્સ, તેમજ અમેરિકામાં પણ તેનો ફેલાવો થતો રહે છે. પણ આખી દુન્યામાં અમેરિકા બહાઇ દીનનું મુખ્ય મથક થઇ પડયું છે. જ્યાં The Star of the West" નામનું એક પખવાડિક ચોપાન્યું આજે ૧૬ વરસ થયાં દુન્યાના જુદા જુદા દેશમાં બહાઇ દીનનો પ્રચાર કરતું રહ્યું છે.

આ ફેલાવાનું મુખ્ય કારણ બહાઉલ્લાહના છોકરા અબ્દુ-ઉલ-બહા હતા, જેવણ દેશ પરદેશ ફરી વાએજો કરી લોકોને પોતા તરફ આકર્ષી લેતા હતા. પણ અમેરિકા જેવા માલેતોજાર દેશનો બહાઈ દીનને થોડો ટેકો નથી. અમેરિકાના પૈસાથી આજે બહાઇ ધર્મ ઉપર લખાએલી ચોપડીઓ તો સારી સંખ્યામાં બહાર પડી ચુકી છે.

## ઇરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર.

હવે આપણે જોઇએ, કે ઇરાની જરથોસ્તીઓ ઉપર બહાઇઓ શું અને કેવી રીતે અસર કરે છે. ખુદ ઇરાનમાં બહાઈઓ પોતાને છડેચોક બહાઇ કહેવાડી શકતા નથી, કારણ કે જો કે રેઝાશાહના પાંચ વરસના વડા વજીર તરીકેના અમલમાં ચોક્કસ હદે ધર્મનું છુટાપણું ઇરાનમાં હસ્તી ભોગવે છે તો પણ મુલ્લાઓની સત્તા કાંઇ નબળી પડી ગઇ નથી. કોઈ પણ વખતે બિન કેળવાયેલા, પછાત રહેલા લોકોને ઉશ્કેરી પોતાના અદેખાઇ અને ઝનુનના આવેશોને તેઓ તૃપ્ત કરી શકે એવાં ચિન્હો હજી હયાત છે. બહાઇઓની હાલની હાલત રોમન શહેનશાહતના વખતમાં ખ્રિસ્તીઓની હાલત સાથે સરખાવી શકાય. તે વખતે રોમન શહેનશાહ Pontifex Maximus એટલે "વડા ધર્મગુરૂ" તરીકે શુમાર વગરની સત્તા ધરાવતો, એટલું જ નહિ પણ રાજના રક્ષક અને ધર્મના રક્ષક દાખલ પણ ગણાતો. જે દેશમાં રાજ અને ધર્મને ઘણો જ ગાઢો સંબંધ છે, તે દેશમાં જો દેશના ધર્મને સુધારવાની અથવા બીજા ધર્મથી તેને નાબુદ કરવાની ચળવળ શરૂ થાય છે, તો તે દેશની હાલત કઢંગી થઇ પડે છે. ઘણી વખતે રાજની હાલત બારીક થઇ પડે છે, તે પ્રમાણે રોમન શહેનશાહતની હાલત બારીક થઇ પડી, કારણ કે અસલ ખ્રિસ્તી ધર્મ ખરૂં જોતાં લોકની સત્તા (democracy)ને માન આપનારો હતો, એટલું જ નહિ પણ માણસોમાંથી પદવીનો તફાવત કાઢી નાખનારો હતો. તે એક રોમન ઉમરાવ અને એક રોમન ગોલામને એક સરખા ગણી ખ્રિસ્તી સભામાં દાખલ કરતો, એટલું જ નહિ પણ દરેક ખ્રિસ્તીને ફક્ત બીજા ખ્રિસ્તી

સાથે જ નહિ પણ સર્વ લોક સાથે મોહબ્બતથી વર્તતાં શિખવતો હતો. તે સખાવતી, તથા મોહતાજ અને નાતવાન તરફ દયા અને મદદ લંબાવનારો હતો. આથી રોમન ગુલામો, ગરીબો અને હાજતમંદો તે ધર્મ તરફ દોરવાતા. પરિણામે આ નવા ધર્મે જાણે રોમન શહેનશાહતનાં દરખ્તનાં ખુદ મૂળિયાં કોતરી ખાધાં હતાં. નેરો જેવા રોમના શહેનશાહોએ આ ધર્મને પોતાના દેશમાંથી જડમૂળથી ઉખેડી નાખવા વારંવાર દયાહીણ કતલો ચલાવી, પણ જેમ જેમ કતલો વધતી ગઇ તેમ તેમ બીજાઓ તે ધર્મ તરફ વધુને વધુ ખેંચાતા થયા. આ ખ્રિસ્તીઓ પોતાને જાહેરમાં ખ્રિસ્તી તરીકે ઓળખાવતા ન હતા તેથી અને રોમ શહેરના ખુદ પેટામાં આવેલાં વિશાળ ભોંયરાં (catacombs) માં તેઓ પોતાની મજલિસો ભરતા, તેમજ સારી છુપી સરવિસ રાખતા હોવાથી, વખતો વખતની કતલ ખમવા છતાં તેઓ મહાન કોનસ્ટાનટીનના વખત સુધી ટકી શક્યા. આ શહેનશાહે ખ્રિસ્તી ધર્મ અખત્યાર કરી ખ્રિસ્તીઓને હંમેશની રાહત બક્ષી.

બહાઇઓની કતલ

બહાઇઓ ઉપર કહ્યું તેમ હજી સુધી ઇરાનમાં જાહેર દેખાવ દેતા નથી. પણ તે છતાં તારીફ લાયક છુપી મંડળીઓની ગોઠવણુથી તેઓ ધીમે ધીમે પણ મક્કમપણે ઇરાનીઓનાં ભેજાં ઉપર અસર કરતા જાય છે. ખસુસ કરી સાસાની જમાનાના વખતથી જ ઇરાનીઓ ધર્મના સિદ્ધાન્તો એકથી અનેક કિસમની ફીલસુફીથી સમજાવતા હતા, જે ફીલસુફીઓ મરહુમ રેવરંડ બિશપ કસાર્ટેલીએ The Religious Philosophy of the Mazdaians among the Sassanides નામની ચોપડીમાં વિગતવારે સમજાવી છે. સાસાની શહેનશાહત પડી ભાગવા પછી જો કે ઇરાનમાં ઇસ્લામી દીન ફેલાઇ, તે છતાં ઇરાનીઓનાં મનની પ્રકૃતિ પ્રમાણે વખતના વહેવા સાથે ઇરાનના મુસલમાનો સુન્ની, શીયા, સુફી, શઈખી વગેરે પંથોમાં છુટા પડતા ગયા. પણ તેઓ ઇસ્લામમાંથી છુટા પડ્યા નહિ,

અને મુલ્લાઓના હક્ક પર કાંઈ પણ ત્રાપ પડી નહિ. હવે જ્યારે બાબે અને તેની પછી બહાઉલ્લાહએ પોતાના પંથમાં મુસલમાનોને જ નહિ પણ ખ્રિસ્તી, યાહુદી અને જરથોસ્તી જેવી હીનાની કોમોને પણ દાખલ કરી, ત્યારે મુલ્લાઓમાં ખચિતજ ગભરાટ પેઠો અને બધી કોમોનાં એકસરખાંપણાંથી ઉભાં થયલાં એક જાતનાં સોશિઍલિઝમથી શાહને પણ ફિકર પડી. પરિણામે ઇ. સ. ૧૮૫૦ અને ૧૮૫૨માં બાબીઓની મોટી કતલો ચાલી જેમાં અને બીજી કતલોમાં આજ સુધી બહાઈઓના કહેવા પ્રમાણે, લગભગ ૨૪,૦૦૦ બાબી અને બહાઇઓ માર્યા ગયા છે.

## બાબી પંથની વૃદ્ધિ

જેમ દરેક ધર્મના બાબમાં બને છે તેમ આ કતલોથી આ નવા પંથવાળાઓ મોતથી ડરવાને બદલે મોતના પંજામાં સપડાવાને વધારે તત્પર થતા. જ્યારે મોટા મોભાવાળા, તવંગર અને શીખેલા ભણેલા ફિલસુફો, જેમાં કેટલાક વટલેલ મુલ્લાઓ પણ સમાઈ જાય છે, તેઓ આ નવા ધર્મ માટે જીવ ખોઇ બેસતા, ત્યારે અણસમજુ અને કમ-અકલી માણસો ઉપર, તેમજ બીજા ડામાડોળ શખ્સો પર તેની મોટી અસર થતી, અને બાબી અને બહાઈઓની સંખ્યા ઘટવા કરતાં વધતીજ જતી. કરઝન પોતાની "Persia and the Persian Question" London 1893 vol. I માં ઈરાની બાબીઓની ઓછામાં ઓછી સંખ્યા પાંચ લાખ અડસટે છે, જ્યારે પ્રોફેસર બ્રાઉન "The New History of the Bab" માં દશ લાખ ધારે છે. બ્રાઉનની ચોપડી લખાયાને આજે ૨૫ વરસ થયાં છે માટે ઇરાની બાબી અથવા બહાઇઓની સંખ્યા આજે ૨૦ લાખ અડસટી શકાય. અસલ રોમન વખતમાં ખ્રિસ્તીઓ પોતપોતાને ઓળખવા માટે ચોકસ ઈશારતો અને નિશાનીઓ રાખતા, જેમાંની એક મચ્છી હતી. મચ્છીને યુનાની ભાષામાં ichthys કહેતા. આ શબ્દના દરેક અક્ષર ચાર યુનાની શબ્દોના પહેલા અક્ષર છે, જેનો અર્થ "જીસસ ક્રાઈસ્ટ

ખોદાનો દીકરો" થાય છે, આથી મચ્છીની નિશાની તેઓમાં છુપી નિશાની તરીકે વપરાતી. પણ એવી કોઈ પણ નીશાની ઈરાની બાબી અને બહાઈઓમાં નથી. ફક્ત તેઓનો ગંભીર પણ સંતોષ પામેલો દેખાવ, અને તેઓની દરેક તરફ નમ્રતાભરી સારી ચાલચલણ અને બીજી રહેણી કરણીથી બહાઈ મુસલમાનો બીજા મુસલમાનોથી ઓળખાઈ આવે છે. તો પણ હાલમાં સામાન્ય રીતે મુસલમાનોમાં કેળવણીનો ફેલાવો થવાથી, આ ઓળખવાનું કામ કેટલેક દરજ્જે મુશ્કેલ થઈ પડયું છે. જરથોસ્તી બહાઈઓ સુદરેહ કુસ્તી રાખતા ન હોવાથી, તેમજ બીજી તેમની ચાલચલણથી બીજા જરથોસ્તીઓમાંથી સહેલાઈથી પરખાઈ આવે છે.

---

## બહાઈ ઉપદેશકની ફીલસુફી.

"જામે જમશેદ", તા. ૨૦-૪-૧૯૨૬.

યઝદ, માર્ચ.

હવે આપણે જોઈએ કે બહાઇ મિશનરીઓ જરથોસ્તીઓમાં કેવી રીતે કામ કરે છે, અને શું શું તેઓને સમજાવે છે. હું મારા એક મિત્ર સાથે બે દિવસની વાત ઉપર ખાસ કાંઈક નવું જાણવાની મકસદથી એક બહાઈ મુસલમાનની મુલાકાતે ગયો. મારી ખાહેશથી વાકેફ થઇ, તેણે અગાઉથી બીજા બે ત્રણ બહાઇઓને ભેગા કર્યા હતા, જેમાં એક હાજી પણ હતો. એક બહાઇની ખુબી આ છે કે તે ગમે તેટલું થોડું જાણતો હોય, તો પણ ફસાહત અને વાક-ચાતુરીથી સાંભળનારનાં મન ઉપર ઘણીજ સારી અસર કરે છે, અને જો તે સાંભળનાર કાચા કાનનો અને અવિચારી જરથોસ્તી હોય તો જરૂર તે બહાઇ થયા વગર રહે નહિ. આ હાજી જાણે મારે માટે ખાસ ચુંટી કઢાયો હોય તેમ તેની ફસાહત, તેની બોલવાની સિફત માટે અને ત્રણ કલાક સુધી એક પછી એક નવા આકારમાં તેને તેજ દલીલ લાવવાની

તદબીર ખરેજ તાજુબ કરનારી હતી. ઉપર મેં બાબી અથવા બહાઇ ધર્મ અને દીન શબ્દો વાપર્યા છે તે સગવડને માટે છે. પણ જો ખરી રીતે નજર કર્યે તો બહાઈ કાંઇ ધર્મ નથી પણ એક ફીલસુફી છે, જેવી કે થીઓસોફી યા ફ્રીમેસનરી. જો બરોબર કહીએ તો તે એક પંથનું નામ છે. આ પંથના વડાએ દરેક ધર્મમાંથી સારાં સારાં તત્વો ચુંટી કાઢયાં છે, અને તેના કહેવા પ્રમાણે તે જરથોસ્તી, યાહુદી, ખ્રિસ્તી અને ઇસ્લામી દીનને સુધારનાર પંથ છે,યાને આ ચારે દીનવાળાઓનાં મન પર ઠસાવવામાં આવે છે કે બહાઉલ્લાહ જરથોસ્તીઓનો સોશીઓસ,યહુદીઓનો મસીયાહ,ઈસ્લામીઓનો મહદી અને ખ્રિસ્તીઓનોકયામતનોકરનાર છે. ઈરાની જરથોશ્તીઓ, જેઓનો મોટો ભાગ કેળવણી પામ્યા વગરનો અને ધર્મની બાબતમાં તદનજ અભણ અને મોટે ભાગે સુસ્ત છે, તેઓ ઉપર બહાઈ વક્તાઓ પોતાની ફસાહતથી ઘણીજ ઉંડી અસર કરે છે. આ વક્તાઓ દરેક ધર્મને લગતું ભાંગુ તુટું જ્ઞાન ધરાવે છે, જે તેઓનાં કામ માટે ખચિત પૂરતું છે. આ બાબત એટલા ઉપરથીજ સિદ્ધ થાય છે કે દસાતીર, જે જાણીતું છે કે ઘણીજ પાછલા વખતની, કેટલાક વિદ્વાનોના કહેવા પ્રમાણે કહેવાતી આસ્માની ભાષા (?)માં રચાયલી, અને ઇ. સ. ની ૧૯ મી સદીની શરૂઆતમાં ફારસીમાંથી કરેલા ગુજરાતી તરજુમા સાથે પ્રગટ થયલી ચોપડી છે, તેમજ ફારસી દીનકર્દ, જે ફારસી રવાયત છે, તે કેતાબોનો તેઓ છુટથી ઉપયોગ કરે છે. ઈરાની જરથોસ્તીઓને વધારે આકર્ષી લેનારૂં તો આ છે કે બહાઇઓ જરથોશ્તને પણ પેગમબર તરીકે સ્વીકારે છે, જેમ મુસલમાનો કરતા નથી. વળી દરેક કોમના લોકનું એકસરખાપણું બહાઇઓ કબુલ કરે છે, તેથી રફતે રફતે જરથોશ્તીઓને ઘણી આસુદગી અને રાહત મળી છે. હવે બહાઈઓ એવો દાવો કરે છે કે બહાઉલ્લાહ બાપ તરફથી પાંચ પેઢીએ જરથોશ્તી હતા અને તેથી સાસાનની પેઢીએથી ઉતરી આવેલા હતા, આ કારણે તેવણુ કઇ મુસલમાન ધર્મની અથવા કોઇ બીજા પંથની ફીલસુફી સમજાવતા

નથી, પણ ખુદ જરથોસ્તી ધર્મની ફીલસુફી સમજાવે છે. જેમ પાછળા અવસ્તા અને પહેલવી પુસ્તકોમાં કહેલું છે કે એક એક હઝાર વરસને અંતરે હોશેદર, હોશેદરમાહ અને સોશીયોસ નામના પેગમ્બરો દુનિઆમાં આવી જરથોસ્તી દીનને સુધારી તાજી કરશે, તેમ દસાતીરના પાંચમા બાબમાં અને ફારસી દીનકર્દના ૧૭ મા બાબમાં પણ લખાણ મળે છે. આ લખતી વખતે મારી પાસે ચોપડીઓ નથી, કે હું બરાબર તે વિષે તહકીક કરૂં, પણ મારી સાથે ગોફ્તેગો કરનાર હાજી તે મોહેથી ટાંકી ગયો, તે ઉપરથી જ હું આ લખું છું, પણ વખત મળવે તે બાબે તહકીક કરવાને ચુકીશ નહિ.

## બહાઇ ઉપદેશકનો ફીલસુફી.

હવે બહાઇઓના કહેવા પ્રમાણે જરથોસ્તના વખત પછી મસા (ક્રાઇસ્ટ), મુહમ્મદ અને બહાઉલ્લાહ નામે ત્રણ પેગમ્બરો થયા છે, જેઓ જરથોસ્તીઓના હોશેદર, હોશેદરમાહ અને સોશીઓસ છે. આ પ્રમાણે જેમ પાદરી વિલસને ક્રાઇસ્ટને સોશીઓસ દાખલ ઠોકી બેસાડ્યો હતો, તેમ બહાઇઓ જરથોસ્તીઓની ધાર્મિક લાગણીને સુધારો આપી તેઓને કોઈ બીજાને નહિ પણ સોશીઓસને માનવા આગ્રહ કરે છે. રસ્તાખેઝ અથવા જો બરાબર કહીએ તો ફ્રશોગર્દ માટે જમીયાદ યસ્તના ૮૯ મા ફકરામાં ઇશારો છે, જે ફરવરદીન યસ્તના ૧૨૯ મા ફકરામાં પણ મળી આવે છે. અને તે વિષે પહેલવી બુનદહેશના ૩૧ મા બાબમાં વિગતવાર લખાણ મળે છે. આ લખાણ પ્રમાણે આપણે કયામત અથવા રસ્તાખેઝનો વખત અંદાજે દૂર મૂકીએ છીએ, પણ બહાઇઓ તેમ કરતા નથી. તેઓની માન્યતા પ્રમાણે દરેક માણસ પોતાનો રસ્તાખેઝ પેદા કરી શકે, જો તે બહાઉલ્લાહના ફરમાન પ્રમાણે ચાલી પોતાનાં રૂહાની તત્વને જેસ્માની યાને ખાકી તત્વથી જુદું કરી ખીલવવાની કોશેશમાં ફતેહ પામે. દરેક માણસનાં શરીરમાં રૂહાની અને જેસ્માની તત્વો છે, અને જો રૂહાની તત્વ જેસ્માની સાથે ઘણુંજ જોડાયું હોય તો જાણે માણસનું જીવવા છતાં મોત

નિપજેલું જાણવું. મને આ સમજાવવા માટે હાજીએ કાંઇજ નહિ તો ત્રણથી ચાર વખત એકની એક કિસમનો દાખલો આપ્યા કીધો, જેવો કે જો ગુલાબમાંથી અત્તર કાઢ્યું, તો ગુલાબનું રૂહ જે અત્તર છે તેને ગુલાબનાં ખાકી બદનથી છુટું પાડી, જાણે ગુલાબનો રસ્તાખેઝ કર્યો, તેજ મિસાલ ચેરાગ તેલ અથવા બીજાં બલતણનું રૂહ છે, અને જ્યારે આપણે તેલ સળગાવ્યે છીએ ત્યારે તે ખાકી તત્વથી છુટું પડી જાણે તેલનો રસ્તાખેઝ થયો. આ ઉપરાંત બહાઇઓ અભણ જરથોસ્તીઓ સનમુખ એક એવો દાખલો ધરે છે કે બીચારા લાજવાબ થઈ જાય છે. તેઓ ધર્મને એક લેબાસ સાથે સરખાવે છે, જે જેમ જુનો થતો જાય છે તેમ નકામો થતો જાય છે, અને જ્યારે ઘણોજ જુનો થાય છે ત્યારે તે ફેંકી દેવા લાયકજ છે, અને નવો લેબાસ પહેરવાનું વાજેબ છે. તેઓ જરથોસ્તી દીનને જુના લેબાસ સાથે સરખાવી નવી બહાઈ દીન અખત્યાર કરવા ફરમાવે છે. વળી તેઓ જરથોશ્તી દીનને મેવો આપનારાં એક જુના ઝાડ સાથે સરખાવે છે, જેનાં મૂળીયાં બિનઅનુભવી બાગબાનની બેપરવાઇથી ખવાઇ જઇ ઝાડ મરણતોલ હાલતમાં આવી પડયું છે. તેને સજીવન કરવાનો એકજ ઇલાજ છે કે નવા બાગબાનને બોલાવી તાજું સોજું પાણી સીપાવવું. આ બાગબાન બહાઉલ્લાહ છે અને પાણી તે બહાઈ ધર્મનો અમૃત ઝરો છે. ક્યાંવેર આ કલ્પિત અને સચ્ચાઈથી વેગળું છે તે તો દરેક પારસીને રોશન છે. પણ અહીંના અભણ જરથોસ્તીઓ આ સમજી શકતા નથી, તેથી તેઓ ઉપર ઉંડી અસર થાએ છે.

## ઈમાન બોલની બહાઈ વ્યાખ્યા

હવે આપણે જોઈએ કે બહાઈધર્મમાં કાંઇ વ્યવહારૂ (practical) બાબત છે કે નહિ ? કોરાને શરીફમાં લખ્યું છે કે "હુબ્બુલ વતનિ મિન અલ ઈમાનિ' એટલે ધર્મ ઉપર ઇમાન રાખવાથી વતનનો પ્યાર અને દેશભક્તિ આવી શકે છે. આ વાકયનો અર્થ બહાઇઓ ઘણોજ અહોળો કરે છે. તેઓનો ધર્મ આખી દુન્યા માટે છે, તેથી જો એક

જણુ બહાઇ થાય તો દુન્યાને વતન ગણી તેની તરફફિદાગીરી કરે. આ કારણે તેઓ દુન્યામાં દેશપરદેશ વચ્ચે પોતાની દીનથી સુલેહ પાથરવાનો દાવો કરે છે. અને આ નેમમાં ફાવવા માટે તેઓ આદમ-જાતના દરેક એટાનાં જુદાપણાનો અને એકસરખાંપણાનો ફતવો જાહેર કરે છે, એટલુંજ નહિ પણ તેને અમલમાં મૂકવાની કોશેશ કરે છે. વળી દેશપરદેશના લોકો એકમેકને સમજી શકે માટે તેઓ દુન્યામાં એક યુનિવરસલ ભાષાની અગત્ય પિછાને છે, અને ખુદ દેશની ભાષા શીખવા ઉપરાંત એસ્પેરેન્ટો શીખવા માટે ભલામણ કરે છે. આ ઉપરાંત તેઓ ઈસ્લામીઓની ચાર હક્કદાર બાયડીઓ અને બીજી ગમે એટલી "સીગા" એટલે "રાખેલી બાયડીઓ" ધરાવવાની રીતને વખોડી કાઢી એક બાયડી પરણવાનો રીવાજ (monogamy) કબુલ રાખે છે. વળી તેઓ કેળવણીને ઘણી અગત્ય આપે છે અને પોતાનાં છોકરાંને બીસવાદ એટલે આપણે ગુજરાતીમાં કહીએ છીએ તેમ પાટીપર ધૂળ નાખ્યા વગરનાં અથવા કેળવણીનો લાહવો ચાખ્યા વગરનાં રાખતા નથી.

## યઝદની મદરેસામાં બહાઇ મુસલમાન છોકરાઓને અપાતી કેળવણી

યઝદની મદરેસે-એ-કયખોસ્રવી અને મદરેસે-એ-ખોસ્રવીમાં મુસલમાન છોકરાઓને દાખલ કરવાનું બીડું મરહુમ શેઠ માણેકજી લાતરીઆ પછી લાંબે વખતે કેટલીક મુશ્કેલી વચ્ચે ફરી પાછું શેઠ પેસ્તનજી દસ્તુર મહેરજીરાણાએ ઝડપ્યું છે, અને બહાઈ મુસલમાનના[1] છોકરાઓ પણ તેનો સારો લાભ લે છે. યઝદ શહેરમાં રસ્તે રસ્તે અને ગલી કુચીએ બેસી ભીખ માંગતી બાઈઓ ઘણીખરી સીગા છે, જેઓને રખાત તરીકે રાખવાનો કબાલો પૂરો થતાં ઘરમાંથી કાઢી મૂકી તેઓના એક વખતના મુસલમાન ભરથારો રવડતાં કરે છે, અને કોઈક વખતે પોતાનાં ગેરકાયદેનાં છોકરાંઓનું પૂરું કરવા તે બાઇઓને ભીખ માગવા સિવાય બીજો ચારો રહેતો નથી. આ બાબત ઉપર

બહાઈ મુસલમાનોનું ધ્યાન ખેંચાયું છે અને તેઓ તેનો કાંઈક સારી રીતે રસ્તો કરવા ધારે છે. તેઓ પોતાની સંખ્યામાંથી દર શહેર અને ગામડાંમાંથી નવ જણુ ચુંટી કાઢશે, જેઓથી એક બઇત-ઉલ-અદલ "ઈનસાફનું ધામ"નામનું એક મંડળ બનશે. આ મંડળ તરફથી નવ જણને પોલ (poll)ની રૂઢીથી ચુંટી કાઢશે, જે નવ જણુ "મહેફિલે રૂહાની" એટલે કાંઇક (inner circle) જેવી મંડળી બનાવશે. આ મહેફિલે રૂહાની બહાઇધર્મનો ફેલાવો કરવા મિશનરીઓની નેમણુંક કરશે, એટલું જ નહિ પણ મુક્તિફોજ માફક ગરીબગોરબાની કુમકે આવી તેમની મુફલેસી ટાળી ધંધે લગાડશે. હજી આ મહેફિલે રૂહાની કોઇ પણ શહેરમાં બની નથી.

## બહાઈ સભાનો અનુભવ

હું જરથોસ્તી બહાઇઓ માટે બે બોલ લખું તે આગમજ મારે મુસલમાન અથવા જો બરાબર કહીએ તો સામાન્ય બહાઇઓની મીટિંગો (મહેફિલો) વિષે ટુંકમાં કહેવું જોઇએ. ઉપલા જ બહાઈ મુસલમાન સાથે તેમની એક મીટિંગમાં હું ગયો. ત્યાં રફતે રફતે કાંઇજ નહિ તો ત્રિસેક શખ્સો ભેગા થયા, જેમાં પાંચ યહુદીઓ હતા. ત્રણ ઘણી નાની ઉમરના છોકરાઓ પણ ત્યાં હાજર હતા. મીટિંગનો વખત સાંજે સાત વાગ્યાનો હતો. અમારા દાખલ થતાંજ સઘળાઓએ પોતાની જગ્યા પરથી ઉઠી સલામ આલેક કરી અમને આદરમાન આપ્યું, પણ તેઓ તો એકમેકમાં "અલ્લાહુ અકબર" એટલે "ખોદા મોટો છે" એમ બોલી સલામ કરતા. સભામાં ઘણીજ અસરકારક રીતે બોલનારો એક ઈસ્ફહાની હતો, જેણે સઘળાની સંમતિથી મીટિંગનું કામકાજ દોરવ્યું, અથવા જો બરાબર કહું તો આ દિવસ માટે તે એકલો મુખ્ય બોલનાર હતો. બહાઇ મીટિંગોમાં કોઈપણ પ્રમુખપદ

---

૧. આ લેખમાં બહાઇ ધર્મમાં વટલી ગયલા મુસલમાન માટે "બહાઇ મુસલમાન" અને બહાઈ થઇ ગયલા જરથોસ્તી માટે "જરથોસ્તી બહાઈ" બોલો સગવડને ખાતર વાપર્યા છે.

હેતું નથી. પહેલાં સઘળાંની ખેરઆફીઅત પૂછ્યા બાદ સુંદર અને બુલંદ અવાજે ગાનારા એક શખ્સને બહાઉલ્લાહની એક મોનાજાત વાંચી સમજાવવાની ફરમાએશ થઈ. આ વાંચણુ દશેક મિનિટ ચાલ્યું હશે. ત્યાર પછી ઉપલા ઇસ્ફહાનીએ એક મુસલમાન આખુંદ કેવી રીતે બહાઇ થયો તેનું રસીલું દાસ્તાન ચેનચાળા સાથે કહી સમજાવ્યું. આ આખુંદ કોઈજ નહિ પણ દાસ્તાન કરનારો ઇસ્ફહાની પોતેજ હતો, જે આજે પચીસ વરસની વાત પર બહાઇ થયો હતો. ત્યારબાદ બે છોકરાઓએ બહાઉલ્લાહનાં કેટલાંક ફરમાનો મોઢેથી કહી સમજાવ્યાં જેને બહાઇઓ દીનના કલમા તરીકે માને છે.પછી પેલા ગાનારે બહાઉલ્લાહનાં કેટલાંક બીજાં ફરમાનો અને કલામો, જે ગદ્યમાં લખાયાં છે, તે ઘણીજ સ્પષ્ટ અને છટાદાર રીતે ગાઇ સંભળાવ્યાં. છેવટે એક કવિતા ઈરાની ઢબે ગાવામાં આવી અને આશરે સવા નવ વાગે સઘળા વિખેરાયા. આ કામકાજ દરમ્યાન અહીંની રસમ પ્રમાણે દરેક જણને એકથી અનેક વખત ચાહ પુછવામાં આવી. આ પ્રમાણેની બહાઈઓની બૈરાં અને મરદો માટે ખાસ જુદી જુદી મીટિંગો અને ભાષણો લગભગ દરરોજ કાંઇજ નહિ તો દશથી પદર જગે થતાં હશે, જેથી આ નવી દીનવાળાઓ એકમેકને મળી ભેટી શકે છે, એટલુંજ નહિ પણ દીનનાં ફરમાનથી હમેશ વાકેફ રહે છે. અફસોસની વાત છે કે અહીંનાં જરથોસ્તીઓ પોતાની દીનની સમજણની કોતાહીને લીધે રફતે રફતે બહાઇ થતા જાય છે. આ મીટિંગો ઘણી ખરી છુપી હોય છે અને મુસલમાનોની સતામણીથી દૂર થવા બહાઇઓ કોઇપણ દિવસે કોઇ એકજ અમુક જગે અને એક અમુક દિવસે મીટિંગો ભરતા નથી. આ બાબતમાં પણ બહાઇઓ જાણે રોમન શહેનશાહતના વખતના ખ્રિસ્તીઓને પગલે ચાલે છે. ઇરાની જરથોસ્તીઓ માટે આ બહાઇઓ જો કે એક રીતે ભય સમાન છે, તો પણ આપણે કબુલ કરવું જોઇએ કે આ તેજ બહાઈઓ છે, જેઓએ પોતાની દીનથી ધર્માંધ, કેળવણીથી બેનસીબ, નાદાન અને સ્વાર્થી મુસલમાનને આજે બીજી દીન તરફ

માનની લાગણીથી જોતા, સુધરેલો, કેળવાયલો અને પરમાર્થી કર્યો છે, જેથી આજે જરથોસ્તીઓને પણ આડકત્રી રીતે બહાઇઓથી ફાયદો થયો છે.

---

## શું નવજોત બિન હાંસલે કરી આપવાની દસ્તુર મોબેદોની ફરજ નથી ?

## પારસીઓ ઇરાની જરથોશ્તીઓને કેવી તરેહ મદદ કરી શકે ?

"જામે જમશેદ," તા. ૨૪-૪-૧૯૨૬.

યઝદ, માર્ચ.

જરથોસ્તી બહાઈઓ માટે બે બોલ બોલેલા નકામા ગણાશે નહિ. જે ગામમાં મુંબઇના અકાબર સાહેબોને લગતી સ્કુલો નથી ત્યાં અને કોઇક ગામમાં જ્યાં આવી સ્કુલો હસ્તી ધરાવે છે ત્યાં પણ સરકશી કરી જરથોશ્તી બહાઈઓ સ્કુલો ઉઘાડે છે. તેમજ પોતપોતામાં ગરીબોને નાણાંરૂપી અને બીજી મદદ કરે છે. કમનસીબે કેટલાંક ગરીબ અને લાયક જરથોસ્તીની કુમકે જરથોસ્તી અરબાબો આવતા નથી તેથી તેઓ બહાઇઓની નાણાંની મદદ સ્વીકારી બહાઇ થઈ જાય છે. આ જરથોસ્તી બહાઈઓ આપણી ટુંક ઇરાની જરથોસ્તી કોમ માટે ઘણાજ ધાસ્તીભર્યા છે, એટલુંજ નહિ પણ નુકસાનકારક પીડા સમાન છે. કુચબીયોગ, ખોરમશાહી, તાફત અને આરસ્તાનમાં એક સારી જેવી સંખ્યા, લગભગ જરથોશ્તીઓનો ત્રિજો ભાગ, બહાઈ થઇ ગયો છે. ઘણા દાખલા એવા બન્યા છે કે જો એક જરથોસ્તી છોકરી કે છોકરો જરથોસ્તી બહાઇને ત્યાં પરણ્યાં તો તેનું આખું કુટુંબ બહાઇ થઈ જાય છે. જરથોસ્તી બહાઈઓની વસ્તીની ગણત્રી હજી લેવાઇ નથી, કારણ કે તે એક ઘણું મુશ્કેલ કામ થઇ પડયું છે.

આ ઉપરથી સવાલ ઉત્પન્ન થાય છે કે બહાઈઓના પ્રચારને જરથોસ્તી કોમમાંથી કેમ નાબુદ કરવો ? ઘણાકો સુચવશે કે ભાષણોની મારફતે ઇરાની જરથોસ્તીઓને જરથોસ્તી દીનથી જાણીતા કરી

તેઓમાં દીન વિષે લાગણી જાગૃત કરવી. ભાષણો અહીંના દસ્તુર મોબેદો અને બહેદીનો કરે એ તદ્દન અસંભવિત છે. મુંબઈના ભાષણકર્તાઓ આવી એ લોકને બહાઇ થતા અટકાવે એ પણ અસંભવિત છે, કારણ કે જેમ કેટલાક ભાષણકર્તાઓ બહેસ્ત અને દોજખના ચિતારો આપી તેમને ભડકાવી જરથોસ્તી દીન ઉપર એતેકાદ રાખવા કહે છે, તેમ કરવામાં આવે તો તેઓ ઉપર કાંઇપણ અસર થતી નથી, સિવાય કે કોઈ બુઢી બાયડી દોજખનાં અઝાબથી ચમકી રડવા માંડશે, અને જો અવસ્તાનાં ફરમાનો અક્કલ અનુસાર રીતે (in a rational way) સમજાવ્યા તો તે અહીંના મોબેદોને રૂચશે નહિ.

## મારાં ભાષણો ઉપર મોબેદોની સેનસોરશિપ

મારી નાચીઝ સમજ અને અક્કલ મુજબ અહીંના જરથોશ્તીઓનાં મનની પ્રકૃતી પ્રમાણે કેટલાંક ગામડાંઓમાં અને ખુદ યઝદમાં મેં ભાષણો કર્યાં, જેમાં મોબેદોએ કરેલી કાપકુપ(censorship)મને બહાલ રાખવી પડી. અફસોસ તેમજ અજાયબીભરી વાત છે કે જરથોસ્તી બહાઇઓ ખુદ જરથોસ્તીઓને તેઓના રાહરસમ અને ચાલચલણમાં ખામી બતાવે છે, અને જ્યારે મારા જેવા તેઓને તેજ ખામી ખુલ્લી રીતે દેખાડવા માંગે છે, ત્યારે તેઓને તે રૂચતું નથી, અને તેઓ છડેચોક કહે છે કે ના, આ તો બહાઇઓની તરફેણમાં જશે. આ કારણે તેઓ કાંઇક ઘટનો સુધારો કરવાથી પણ ડરી જાય છે. કોઇક વખતે બેહુદી અને વગર અક્કલની સૂચનાઓ પણ બહાઇ થઇ ગયલા જરથોશ્તીઓ આડકતરી રીતે કરે છે, જેવી કે કોઈ જરથોશ્તી બાઇ ગુજરે તો નસાસાલાર પણ બઇરાંજ હોવાં જોઇએ, કારણ કે મરદ નસાસાલાર તે બાઇની લાશ નરફ તેને દોખમામાં મૂકતી વખતે બદનજરે જોય! બીજું, અહીંની જરથોસ્તી છોકરીઓ જેઓ ખ્રિસ્તી મિશન સ્કુલમાં જાય છે તેઓ ઉપર જરથોસ્તી ધર્મની કેળવણીની ગેરહાજરીમાં ખ્રિસ્તીધર્મનાં ચાલુ અપાતાં શિક્ષણનો છાપ બેસે છે, અને પરિણામે એકાદ વટલી પણ જાય છે. આ માઠા

બનાવો અટકાવવા આજ ચારેક વરસની વાત પર યઝદનાં બાનુઓના જલસા તરફથી એક અવસ્તા કલાસ ઉઘાડવામાં આવ્યો છે, જ્યાં છોકરીઓને ભણવાનું શીખવવા ઉપરાંત ધર્મજ્ઞાન પણ સારૂં આપવામાં આવે છે. અહીંની રૂઢી પ્રમાણે તેઓ ધર્મજ્ઞાનને લગતા પાઠો સમજણ વગર પોપટની માફક મોઢે કરી જાય છે, તે રીતમાં સુધારો થવો જોઇએ. તેઓનાં મગજમાં નહિ પણ દિલમાં ધર્મ માટે મક્કમ છાપ બેસવો જોઇએ, અને તે મુજબનું શિક્ષણ પણ અપાવું જોઇએ.

## નવજોત કરી આપવાનું ફંડ.

## શું નવજોત બિનહાસલ કરી આપવાની દસ્તુર મોબેદોની ફરજ નથી ?

હું ઘણી દલગીરી સાથે લખું છું કે જેમ મુંબઇ અને બીજે ઠેકાણે નવજોત કરાવી આપવાનું ફંડ ચાલુ છે, તેમ અહીં પણ તે ખાસ મુંબઇથીજ દાખલ કરવામાં આવ્યું છે, આ ફંડ બોલ ઘણાઓને રૂચશે નહિ, પણ મને બીજો લાયક બોલ મળી શકતો નથી. પહેલાં સવાલ કરીએ કે નવજોતની ક્રિયા કરવી શું એક દસ્તુર યા મોબેદની ફરજ નથી ? અને જો તે ફરજ હોય તો શું કોઇ ગરીબ માણસનાં છોકરાંની નવજોત બિનહાસલ તે ન કરે ? શું કપડાં અને ખાણીપીણી પર જુદો ખરચ કરવો અગત્યનો છે ? વળી ધારો કે કોઇ મોબેદ પૈસા વગર નવજોત કરવા રાજી ન હોય તો શું છોકરાનાં માબાપની ફરજ નથી કે મોબેદને લાયક દામ આપી તેઓની નવજોત કરાવે ? ઘટતી ઉમરે પુગ્યા બાદ જો માબાપ યા વાલીઓ એક જરથોસ્તીની છોકરીની નવજોત ન કરાવતા હોય તો તેઓનું કામ ઠપકાને પાત્ર છે. મારી નાચીઝ અક્કલ પ્રમાણે ગરીબાઇ તેમને આ ઠપકામાંથી મુક્ત કરી શકે નહિ. ખરૂં જોતાં કોઇ ગરીબ જરથોસ્તીનાં છોકરાંઓની નવજોત કરાવી આપવાથી ગોયા તેનાં માબાપ યા વાલીને તેની ફરજ અદા કરતો અટકાવવા જેવું થઇ પડે છે, એટલુંજ નહિ પણ તે એક ખોટો દાખલો બેસાડે છે. દલગીરી સાથે લખવું પડે છે

કે કેટલાક પારસીઓ પોતાનું નામ સખાવતી પુરૂષ તરીકે બહાર પાડવા કાજે નવજોત કરાવી આપે છે. વળી આ પુણ્ (?) હાસેલ કરવા કેટલાકો નજીવી રકમમાં (રૂ. ૨૫ માં) નવજોત કરાવવા તૈયાર થાય છે. મુંબઈ અને બીજાં ગામોમાં આ પુણનું દામ મોઘું બેસે છે માટે અહિં તેઓ સોંઘા દામે તે હાસેલ કરે છે!

## યઝદમાં એ હુમબગનો થતો અટકાવ

સારાં ભાગ્યે એકથી વધુ પારસી યઝદમાં રહે છે અને ઘણું ખરૂં નવજોતની ક્રિયા તેઓની મારફતે થાય છે, તેથી ચોકસ રીતનું હુમબગ થતું અટકે છે. અહિં છોકરીની નવજોત વખતે નહાન જો બરાબર કહું તો ફક્ત ગોસલ, બઇરાંઓજ આપે છે, અને નહાનવાળી જગા પરથીજ સુદરેહ પહેરાવી મિજલસમાં લાવે છે, અને મોબેદ તો ફક્ત કુસ્તીજ બાંધે છે. આ કઢંગા રિવાજનું મૂળ કારણ તદન ખ્યાલીજ છે, કારણ કે નવજોત થતી છોકરીઓ નવથી વધુ વરસની હોતી નથી. એક વખતે તો ઠંડીનું બહાનું કાઢી છોકરાને પણ નહાનવાલી જગાપરથી સુદરેહ પહેરાવી લાવવા એક મોબેદે સૂચવ્યું હતું, જે શેઠ પેસતનજી દસ્તુરે મુદલ ચાલવા દીધું નહિ. છેવટે જેમ મુંબઇ અને બીજે ઠેકાણે એક છોકરાને બીજી વખત નવજોત માટે પૈસાની લાલચથી માબાપો આગળ ધરે છે, તેવું અહીંના ઇરાની જરથોશ્તીઓ આ ગ્રહસ્થની સખત ચોકસાઇને લીધેજ કરી શકતા નથી.

## કેટલાક જરથોશ્તીઓ સુદરેહ પહેરતા નથી

બીજું મેં ઉપર જણાવ્યું તેમ કેટલાક જરથોશ્તીઓ સુદરેહ પહેરતા નથી. તેઓ હજી બહાઇ થયા નથી, તો પણ બેદરકારી અને ધર્મની સુસ્તીને લીધે તેઓ એમ કરે છે. જો કોઇ વખતે આપણે તેઓને સુદરેહ ન પહેરવાનું કારણ પૂછીએ તો તેઓ ગરીબાઇ આગળ ધરે છે. આ કારણ તદન બેહુદુ છે, કારણ કે સુદરેહનું કપડું ઘણુંજ તો બે કેરાનનું એટલે દશ આનાનું થાય; વળી તેને માટે તેઓ પૈસા ખરચતા નથી, પણ પોતાના આખા લેબાસ માટે કાંઇજ નહિ તો

ગરીબમાં ગરીબ પણ એક બે તુમાન એટલે ત્રણથી છ રૂપિયા નાંખી દેતો હશે. જો આવા લોકોને સુદરેહ વહેંચીએ તો તે જાણે તેઓને એક ખોટાં કામમાં મદદ કરવા સમાન થઇ પડે છે. અહીં પણ તેઓને પોતાની ફરજ અદા કરતાં શીખવવું જોઇએ.

## પારસીઓ ઈરાની જરથોશ્તીઓને કેવી તરેહ મદદ કરે? પાતાળ કુવા ખોદાવી આપીને

વળી કેટલીક વખતે એજ પ્રમાણે રોકડ પૈસાની મદદ પારસીઓ તરફથી ઇરાનના જરથોશ્તીઓને આપવામાં આવે છે. આ મદદ ઘણે દરજ્જે ભૂખમરો અને એવીજ બીજી રીતનાં સંકટો મટાડે છે, પણ મુફલેસીને અને મુફલેસીની સંઘમાં આવતાં બીજાં અનેક સંકટોને જડમૂળથી ઉખેડી શકતી નથી. ઈરાની જરથોશ્તીઓનો મોટો ભાગ ખેતીવાડી કરનારો છે અને તેઓનો પાક કનાત અથવા નહેરનાં પાણી ઉપર આધાર રાખે છે. આ પાણી મોટા મોટા અરબાબોની માલેકીનું છે અને તેઓ ખેડુતો પાસે દર વરસે સારી જેવી રકમ લેછે; દાખલા તરીકે મોરીઆબાદના જરથોશ્તીઓ પાણી માટે દર વરસે ૪૦૦૦ તુમાન એક અરબાબને આપે છે. જો કોઈ પારસી ઇરાનમાં સખાવત કરવા ચાહતો હોય તો તેણે કોઇક ગામમાં જરથોશ્તીઓના વપરાસ માટે આરટીઝીઅન કુવાઓ ખોદાવી આપવા. બીજી લાયક સખાવત જે ઇન્ડસ્ટ્રીઅલ હોમ થોડાક વખતમાં શેઠ મીનોચહેર કોન્ટ્રેકટરની દેખરેખ હેઠળ ઉઘડવાનું છે, તેને બનતી મદદ કરવાની છે, જેથી જરથોશ્તીઓને કાંઇ હુન્નર શીખવી આપઅખત્યાર કરી હંમેશને માટે સ્વમાનથી ગુજરાન કરતા આપણે કરી શકીએ.

## ઇરાની જરથોશ્તીઓને બહાઇ થતા કેમ અટકાવવા?

છેવટે મારે જણાવવું જોઇએ કે જો ઈરાની જરથોશ્તીઓને બહાઇ થતા અટકાવવાજ હોય, તો જરથોશ્તી ધર્મ ઉપર વાયજ કરી ફક્ત બેસી રહેવાથી તે થવાનું નથી, પણ સઘળા નાના યા મોટા

ઇરાનની જરથોસ્તીઓએ, અરબાબ અને રૈયતે, હુમત, હુખ્ત અને હવર્સ્ત પ્રમાણે ચાલી, એક સાચા જરથોશ્તી તરીકે વર્તન કરી હમદીનો ઉપર સારો છાપ બેસાડવાથી થશે. લાંબી લાંબી અવસ્તામાં બંદગી કરવાથી અથવા ક્રિયાકામો કરવા અને કરાવવાથીજ કાંઇ આપણે સાચા જરથોસ્તી કહેવાઇએ નહિ, પણ જરથોશ્તી તરીકે આપેલો કોલ અને વચન પ્રમાણિકપણે પાળવાથી અને નાણાંની બાબતમાં દયાનતદારી વાપરી બાઇ બાવરાં અને યતીમોને રંજીદા ન કરવાથીજ આપણે સાચા જરથોસ્તી કહેવાઇ શકીએ. જો આપણે, અરબાબો અને બીજા જરથોસ્તીઓ, પોતેજ રાસ્તીનો તર્ક કરી વર્તીએ, તો આપણે બીજાઓની શું રાહબરી કરી શકીએ અને તેમના દિલ ઉપર જરથોસ્તી દીન વિષે શું સારો છાપ પાડી શકીએ?

---

## ઇરાન અને બહાઇ ધર્મ

### ડૉ. ઉનવાળાનાં લખાણોનો જવાબ

"જામે જમશેદ", તા. ૧૭-૫-૧૯૨૬

મી. એડીટર,

તમારાં લોકપ્રિય પેપરના ગઇ તા. ૧૯ મી એપ્રિલ તેમજ બીજા અંકોમાં આપણા અવસ્તા પહેલવીના અભ્યાસી ડૉ. જમશેદ ઉનવાળાના બહાઇ ધર્મ બાબે લખેલાં લખાણોનો ટુંક જવાબ અત્રે આપવાની જરૂર જોઉં છું જે તમારા પ્રસિદ્ધ પેપરમાં છાપી આભારી કરશો.

એ ભાઇ લખે છે કે ઇરાનના જરથોસ્તીઓ પોતાના ધર્મની અજ્ઞાનતાને લીધે બહાઇ થઇ જાય છે અને તેથી ડા. ઉનવાળા જરૂરીઆત સમજે છે કે તેઓને બુલંદ જરથોશ્તી મઝહબની ખુબીઓ સમજાવી પાછા ફેરવવા. ડા. ઉનવાળાને પ્રથમ તો જાણવાની જરૂર છે કે બહાઇ ધર્મનાં મુખ્ય સિદ્ધાંતને અનુસરી જે શખ્સ બહાઈ થાય છે તેની મુખ્ય ફરજ છે કે પોતાના તેમજ બીજા સર્વ

ધર્મોનો અભ્યાસ કરે અને સ્વતંત્રતાથી સત્યની શોધ કરે. આ ઉપરથી ખુલ્લું છે કે બહાઈઓ અજ્ઞાન નથી. આજે દુન્યામાં બહાઈઓ મોટા અને મહાન વિદ્વાનો અને ધર્મઅભ્યાસીઓ છે, પણ તે છતાં પોતાનાં જ્ઞાન માટે ખોટાં બાકાં ફુકતા નથી.

ડૉ. ઉનવાળાએ એમનાં અધુરી તપાસનાં લખાણો લખ્યા અગાઉ ધર્મનાં ખોટાં ઝનુન અને તહસુબ વગર તેમજ ઈન્સાફથી અને ઉંડાણથી આપણા બુલંદ જરથોસ્તી મઝહબનો પુખ્ત અભ્યાસ કર્યો હતે તો તેઓ પોતેજ પોતાની ઉપલી અજ્ઞાનતાથી અને એકતરફી લખાયલાં લખાણો વાંચી અફસોસ કર્યા વગર રહેતે નહિ. જો તેઓ પોતાના કહેવાતા મહાન અભ્યાસની મદદથી આપણા બુલંદ જરથોસ્તી ધર્મની ઉત્પત્તિ અને તેના ફેલાવા વિષે કોઇપણ સત્તાવાર જરથોસ્તી પુસ્તકોમાંથી તપાસ કરશે, તો તેમને ખચિત જણાશે કે તેના ફેલાવામાં તેના અનુયાયીઓ તરફથી આપણા અશો જરથોસ્ત સાહેબના બુલંદ અને મોતેબર કલામો કરતાં શમશીરે વધુ અગ્ર ભાગ ભજવ્યો હતો. એટલે તે વખતમાં આપણી બુલંદ દીન લોકોમાં અપક્ષપાત નજરથી જોતાં તલવારની ધારે ફેલાવવામાં આવી હતી. ત્યારે ખુલ્લું માલમ પડે છે કે લાંચ અને રૂસ્વત, ધાક અને ધમકી, જોર અને જર તે બુલંદ ધર્મ ફેલાવવામાં વધુ વપરાતાં જોવામાં આવ્યાં હતાં. આ બીના આજે હસ્તી ધરાવતા દરેકે ધર્મોના બાબમાં ખરી પડે છે. પણ તેથી એમ સમજવાનું નથી કે તે દરેક મઝહબના મહાન સ્થાપકો પોતાનો ધર્મ આ જગતમાં પ્રસરાવવા માટે પોતાના અનુયાયીઓને આવા ખોટા રસ્તા અથવા ઉપાય કે સાધન દેખાડી ગયા હતા. ફક્ત લોકોએ પોતાની કમસમજને લીધે તે બુલંદ ફરમાનો પૂરેપૂરા નહિ સમજવાથી આવા ઝનુની ઉપાયો લીધા હતા.

એથી ઉલટું બુલંદ બહાઇ ધર્મના બાબમાં તેમજ તેના માનનારાઓમાં માલમ પડે છે કે મઝહબને ખાતર ઝનુન યા જુલમી રીત વાપરવી એ તેઓ મુર્ખાઈ અને પાપ સમજે છે એટલુંજ નહિ, પણ

તેઓ સત્યની શોધ માટે તથા દુન્યાની બહેતરી માટે જરૂર પડે તો પોતાના દરેક જાતી ભોગ આપવા બલ્કે પોતાના પ્રાણ આપવા પણ હરપળે તત્પર છે. બુલંદ બહાઈ ધર્મનું મોતેબર શિક્ષણ છે કે "દીન અને ધર્મ દુન્યામાં સુલેહ અને શાંતિ પ્રસરાવવા માટે છે, પણ જો મઝહબ તકરાર અને ફેસાદનું કારણ થઇ પડે તો બહેતર છે કે તે દીન હસ્તીમાં નહિ હોય". અગર ડા. ઉનવાળા બહાઇ ધર્મની ઉત્પત્તિ બરાબર જાણતા હતે તો માલમ પડતે કે ગરીબો અને અજ્ઞાનો તો શું પણ દરેક મઝહબના ચુસ્તમાં ચુસ્ત અને મહાન નેતાઓ તેમજ દુન્યવી તમામ જાહોજલાલીમાં વિંટળાયલા અનેક અસામીઓ આજે તે પાક પરવરના હજારો શુકર કરે છે કે તેઓને સચાઈથી ભરપૂર અને ઉમદા બહાઇ ધર્મનું ભાન થયું. આ તકે ડા. ઉનવાળાને મહાન ખ્રિસ્તી ધર્મના સ્થાપકના નીચલાં અમૂલ્ય કહેણ સંભળાવવાં ઠીક થઇ પડશે કે " સોયનાં નાકાંમાંથી ઉંટ પસાર થવું બહુ સહેલ છે, પણ એક નવા, તાજા અને સાચા ધર્મમાં દુન્યાના મોટા ગણાતા આસામીનું દાખલ થવું બહુ મુશ્કેલ છે." ઉપલું વાકય ધર્મની બુલંદીને જરાબી ધોકો પુગાડતું નથી, પણ માણસ જાતની કમસમજનું તોલ કરે છે.

ડા. ઉનવાળા હાલ જ્યારે ઇરાનમાંજ છે તો તેઓને એટલીજ સુચના બસ થઇ પડશે કે જો તેઓ ફક્ત ઇસ્ફહાન શહેરમાંજ બહાઈ ધર્મ કેમ ફેલાયો તેની તપાસ કરશે તો આજે તે શહેરની કુલ વસ્તીના તેમજ કુલ બહાઇ આલમના આફ્રીન પામેલા એક વખતે અરધાં ઇસ્ફહાનની માલેકી ધરાવનાર બે ભાઇઓ પોતાની દુન્યવી જાહોજલાલી ઠોકરે મારી હઝરત બહાઉલ્લાહના રસ્તામાં પોતાના અમૂલ્ય જાનો સદકે કરી 'સુલ્તાન-ઉશ-શહદા" યાને King of Martyrs ના મુબારક ઇલકાબ મેળવી ગયલા કોણ અને કેવા હતા તે જણાશે. અત્રેથી જણાશે કે પૈસાની લાલચ યા ગરીબીથી માણસ બહાઇ થઇ શકતો યા થતો નથી, કારણ બહાઈ ફીલસુફીનાં શિક્ષણ અનુસાર

દુન્યવી ચીજો બિસાદમાં નથી. ખુશીની વાત છે કે ડા. ઉનવા કબુલ કરે છે કે એકજ સાલમાં ફક્ત યઝદ શાહેરમાં ૨૪૦૦૦ બહા ઓએ પોતાના કીમતી જાન સચાઈને વળગી રહેવા ખાતર અ' કર્યાં છે. એથી ઉલટુંજ આજે આપણે જોઈએ છીએ કે દરેક કોમ થોડા લેભાગુ અને કહેવાતા ધર્મઅભ્યાસીઓ અને ઉસ્તાદો પોત અંતઃકરણ વેચી પોતાનાં પેટને ખાતર સત્યથી વેગળું શિક્ષણ કોમ પગાર ખાઇ કોમના અજ્ઞાન વર્ગને આપતા રહ્યા છે અને કોમ તેમજ પવિત્ર ધર્મની બહેતરીમાં કાંટા સમાન થઇ પડયા છે.

ડા. ઉનવાળા આપણી જરથોસ્તી કોમને અપીલ કરવા બ પડયા છે કે બહાઇ ધર્મનો ફેલાવો અટકાવવા પગલાં લેવાં. આ એમને તેમજ આપણી મુઠીભર કોમને એટલોજ સવાલ બસ પડશે કે જ્યારે આજથી ૧૩૦૦ વરસ અગાઉ ઈરાન અને તેની અ રાકના મુલકો ઉપર આપણી મહાન જરથોસ્તી શહેનશાહતનો વા ફરકતો હતો અને જ્યારે જરથોસ્તી હકુમતની તાકાત બેમિસાલ હ તેવા જરથોસ્તી જાહોજલાલી અને સત્તાવાળા વખતમાં કુલ ધ અને તેનો મગરૂર બાદશાહ બીજા ધર્મનો ઈનકાર અને અટકાવ ક છતાં કેવી હાલતે અને કેવા ફેજે પહોંચ્યા તે કુલ દુન્યાને રોશન તો આજે આપણી ગિરદેશીમાં ઘેરાયલી નાની જરથોસ્તી કોમ આપણા વખશુરે વખશુરાન મહાન અશો જરથોસ્તના તેમજ ખુદ પાક કલામોના સામે થવાની અથવા તેનો અટકાવ કરવાની શું કાય ઠરાવે છે? અગર તે વખતના ઓહાકી અમલ ચલાવનાર ઈરાન બાદશાહ નાસીરૂદ્દીન શાહે અને તેના ગોઠિયા તુરકીના સુલતાન અબ હમીદે પોતાનાં તાજો તખતનાં જોરથી એ બહાઇ ધર્મનો અટ કરવા જતાં નાશ પામી તેઓનાં નામ નિશાન ગુમ થયાં તો આ થોડા પારસીઓ શું કરી શકવાના હતા? જ્યારે આપણા પા અશો જરથોસ્ત સાહેબે આ દુન્યામાં પોતાનો બુલંદ ધર્મ જાહેર જ્યારે ગુમરાહ અરજાસ્પ તે મહાન સાહેબની વિરૂદ્ધ જઇ તે

પયગમ્બરને પીરે જાદુગરમાં ખપાવી તેમની બુલંદ દીન અને આઇનનો અટકાવ કરવા જતાં શું ફેજે પુગ્યો તે આજે ઇતિહાસની મતા છે....

જ્યારે ક્રાઇસ્ટે પોતાનો ધર્મ શરૂ કર્યો ત્યારે તે વખતના યાહુદી ઉલમા તેની સામે ઉઠયા અને રૂઠયા અને તેને ફાંસીને લાકડે ચઢાવ્યો. પણ કુદરત અને વખત આજે પુરવાર કરે છે કે યાહુદીઓ અને ખ્રિસ્તીઓની જીંદગીમાં શું તફાવત છે.

The past is the mirror of the future; તે અનુસાર આપણી જરથોસ્તી કોમની ફરજ છે કે એવાં એકતરફી લખાણોથી દોરવાઇ નહિ જતાં સ્વતંત્રતાથી પોતે સચ્ચાઇ અને હકીકત શું છે અને આપણી કોમની અને દુન્યાની બહેતરી ખરી શામાં છે તેની ઇનસાફની નજરે શોધ કરવી.

લી. આપનો વિશ્વાસુ
K. M. F.

Bombay, 7–5–26

---

## બહાઇ પંથ અને ઇરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર.

### ડાકટર જમશેદજી મા. ઉનવાળાનો ખુલાસો.

લખનારઃ—જમશેદજી માણેકજી ઉનવાળા

"જામે જમશેદ", તા. ૧૩-૭-૧૯૨૬,

તેહેરાન, જુન.

૧

આપના પત્રના તા. ૧૭ મી મે ૧૯૨૬ ના અંકમાં કોઇ બહાઇ ગ્રહસ્થ યા બાઇએ K. M. F. એવી સહી કરી મારાં ઉપલાંજ પત્રના તા. ૧૦ મી, ૨૦ મી અને ૨૪ મી એપ્રીલ ૧૯૨૬ના અંકોમાં ત્રણ ટુકડે છપાયલાં "બહાઇ પંથ અને ઇરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામનાં લખાણનો જવાબ આપ્યો છે, તે મને ઘણો મોડેથી મારા એક પારસી મિત્ર તરફથી મળ્યો છે. ઉપલું લખાણ

કરતી વખતે મારો વિચાર કોઈપણ તકરારમાં ઉતરવાનો હતો નહિ. પણ જ્યારે આ લખનારે તેનો રદીઓ આપી બહાઈઓથી અને તેમના ધર્મથી અજ્ઞાન રહેલા પારસીઓને ખોટે માર્ગે દોરવવાની કોશેશ જાહેર છાપામાં કરી છે, ત્યારે આપણી પાક દીનના લાભ અર્થે તેનો જવાબ આપવાની એક જરથોસ્તી તરીકે હું મારી ફરજ સમજું છું. આ મારી તરફનો જવાબ આપનાં પત્રમાં છાપી આપ મને તેમજ કુલ જરથોસ્તીઓને આભારી કરશોજી.

## મારા વિચારો ચોપડીઓ વાંચીનેજ બાંધેલા નથી, પણ અંગત અનુભવ ઉપર રચાયલા છે.

K. M. F. લખે છે કે "બહાઈ ધર્મનાં મુખ્ય સિદ્ધાંતને અનુસરી જે શખસ બહાઇ થાય છે, તેની મુખ્ય ફરજ છે કે પોતાના તેમજ બીજા સર્વ ધર્મોનો અભ્યાસ અને સ્વતંત્રતાથી સત્યની શોધ કરે. આ ઉપરથી ખુલ્લું છે કે બહાઈઓ અજ્ઞાન નથી. આજે દુન્યામાં બહાઇઓ મોટા અને મહાન વિદ્વાનો અને ધર્મ અભ્યાસીઓ છે, પણ તે છતાં પોતાનાં જ્ઞાન માટે ખોટાં બાકાં ફુકતા નથી." આપણે તકરારને ખાતર એક ઘડી કબુલ પણ કરીએ કે બહાઇ ધર્મના મુખ્ય સિદ્ધાંત અનુસરી જે શખસ બહાઇ થાય છે તે પોતાના તેમજ બીજા સર્વે ધર્મોનો અભ્યાસ કરે અને સ્વતંત્રતાથી સત્યની શોધ કરે એવી તેના ઉપર ફરજ નાખવામાં આવે છે. જો હું યાહુદી, ખ્રિસ્તી અને ઈસ્લામી ધર્મોનું બહાઈઓ કેટલું જ્ઞાન ધરાવે છે તે ઉપર લખવા બેસું તો તે ઘણું લંબાણ થાય અને તે લખાણ છાપા માટે નહિ, પણ એક ચોપાન્યાં મારફતે બહાર પાડવા લાયક થાય. આ બાબે હું અંગ્રેજી વાંચી જાણનારી પારસી આલમને "Some Answered Questions," collected and translated from the Persian of Abdul Baha by Laura Clifford Barney, London 1908નો હવાલો સોંપું છું. આ ચોપડીમાં અબ્દુ-ઉલ-બહાએ પોતેજ પારકા ધર્મને લગતાં પોતાનાં લેભાગુ જ્ઞાનનો વાંચનારને ભાસ આપ્યો છે.

આ ચોપડીમાં યાહુદીઓના તોરાત, તેમજ બાઇબલ અને કોરાનના જે જે ઇશારા આપેલા છે, તે અસલ કેતાબ સાથે સરખાવવાની વાંચનારને હું ખાસ ભલામણ કરૂં છું, તથા તેનાં પાનાં ૫૧માં આપેલી તારીખની વિચિત્ર ગણત્રી ઉપર હું તેનું ખાસ ધ્યાન ખેંચું છું. મારાં લખાણમાં મેં ખાસ ઇરાની જરથોસ્તીનાં અજ્ઞાનપણાનો કેવો લાભ બહાઇ મિશનરીઓ લે છે તેજ દર્શાવ્યું છે. અને આ મિશનરીઓનું જરથોસ્તી ધર્મને લગતું જ્ઞાન કેટલું છે તેનો પણ અંદાજ આપ્યો છે. આ બાબતમાં તા. ૨૦મી એપ્રીલના અંકમાં જણાવેલા વિચારને હું મક્કમપણે વળગી રહું છું, કારણ કે તે વિચાર કાંઇ ચોપડી વાંચવા પરથી નહિ, પણ જાતી અનુભવ ઉપરથી બાંધ્યો છે.

## ઇરાની સરકારના હાથમાં બાબનો લેખીત દસ્તાવેજ

આ બાબતમાં સહેજ ખોલાસાની જરૂર છે. મીરઝાઅલી મુહમ્મદે (બાબે) જ્યારે પોતાની નવી દીન જાહેર કરી, ત્યારે તેને જરથોસ્તી દીન વિષે મુદ્દલ જ્ઞાન ન હતું. જો હતે તો તેના ઇશારા તેના પુસ્તકોમાંથી મળ્યા વગર રહેતે નહિ. વળી પ્રો. બ્રાઉને પ્રગટ કરેલાં, તેમજ તરજુમો કરેલાં બાબી અને બહાઇ ધર્મોનાં પુસ્તકોમાંથી પેગમ્બર જરથોસ્ત અને તેની દીન વિષે કોઇ પણ સીધા યા આડકત્રા ઇશારા વટીક મળતા નથી. ઘણીજ આનાકાની સાથે લખવું પડે છે કે આ નવી બાબી અથવા બહાઇ દીન વિષે ખુદ બાબી અથવા બહાઇઓનો વિચાર ઓર છે. બાબને જે વખતે ગોળીબાર કરી મારી નાખવાનું ફરમાન વાંચી સંભળાવવામાં આવ્યું, ત્યારે તેણે પોતાની દીનનો અને પોતાના પેગમબરી દાવાનો લેખિત ઇન્કાર કર્યો છે. આ ઇન્કારનો અસલ દસ્તાવેજ તહેરાનમાં રહેના અને મજલિસમા બિરાજતા કુલ ઇરાની જરથોસ્તીઓના પ્રતિનિધિ અરબાબ કએખુસરો શાહરૂખના હવાલામાં મજલિસ તરફથી સોંપવામાં આવ્યો છે, અને સાંભળવા પ્રમાણે બાબીઓ અને બહાઇઓ આ દસ્તાવેજ મેળવવા ઘણી કોશેશો

કરી રહ્યા છે.[1] પ્રો. બ્રાઉને પોતાની Materials for the Study of the Babi Religion, Cambridge 1918, પાને ૨૫૬–૨૫૮ માં આ દસ્તાવેજનો ફોટો તેનાં વાંચન તથા તરજુમા સાથે પ્રગટ કર્યો છે. બીજું બહાઇઓ પારકા ધર્મોના પેગમ્બરોને સાચા પેગમ્બરો દાખલ કબુલ રાખે છે, એટલું જ નહિ પણ તેઓની દીનોને પણ સાચી દીન તરીકે કબુલ રાખે છે; પણ વખત અનુસાર તેમાં ફેરફાર થવો જોઇએ એમ જણાવી તેને સુધારવાને બદલે તેના ઉપર તેઓ છેકો મારે છે (abrogate). આ છેકો ફક્ત જરથોસ્તી, ખ્રિસ્તી, અને યાહુદી દીન તથા ઇસ્લામ ઉપર જ નથી મરાગો, પણ બહાઉલ્લાહએ ખુદ બાબની અસલ દીન ઉપર પણ માર્યો છે. આ છેકો મારવાનું મુખ્ય કારણ કાંઇ જ નહિ પણ સર્વ બહાઇઓ ઉપર ધાર્મિક સત્તા ભોગવવાનો તેનો દાવો હતો. વધુ દલગીરી સાથે લખવું પડે છે કે અમેરિકામાં બહાઇ દીનનો ફેલાવો કરનાર મિશનરી ડૉ. ઇબ્રાહીમ જ્યોર્જ ખેર-ઉલ્લાહ મુહમ્મદ જાવીદ નામનો એક બહાઇ, તેની લખેલી તવારીખ પ્રમાણે એક સાહસિક માણસ હતો, જે અસલ સીરીઆનો ખ્રિસ્તી હતો. તેની પહેલી ચેલી ન્યુયોર્કની એક પૈસાદાર બુઢી અમેરિકન બાઇ હતી. ડૉ. ખેર–ઉલ્લાહ અને અબ્દ–ઉલ-બહા વચ્ચેની મારામારીનો કિસ્સો, જેમાં ડા. ખેર–ઉલ્લાહનો નિકાલ વટીક કાઢવાનું કાવત્રું રચવાની બિના સમાઇ જાય છે, તે તો પ્રો. બ્રાઉનની Materials etc.નાં પાનાં ૧૪૪–૧૪૭માંથી અને પાનાં ૧૫૪–૧૫૫ માંથી અને Hasting's Encyclopaedia etc., vol 2. નાં પાનાં ૩૦૪માંથી શોખીન વાંચનાર મેળવી શકશે.

**દલીલો મારી પોતાની નથી, પણ ખુદ બહાઈ પુસ્તકો, દસ્તાવેજો તથા તરજુમા ઉપરથી તે રજુ કરેલી છે.**

---

૧. તેહેરાનવાળા મરહુમ શેઠ અરદેશર એદલજી રીપોર્ટર તરફથી મને આ ખબર મળી હતી. K. M. F. ને આપેલા મારા જવાબને એમની સંમતિ હતી.

મારે જણાવવું જોઈએ કે આ તકરારમાં હું કાંઇ મારા પોતા તરફની દલીલ લાવતો નથી. પણ ખુદ બહાઇઓનાં પુસ્તકો, દસ્તાવેજો અને તેના તરજુમાઓ ઉપરથીજ દલીલો રજુ કરૂં છું. મારાં લખાણ ઉપરથી કોઈ પણ અપક્ષપાત વાંચનારને ભાસ પણ ન થશે કે તે અધુરી તપાસનું અને ખોટાં ઝનુનનું પરિણામ છે. આ લખાણમાં મેં જે એક બાબત ઉપર પારસીઓનું ધ્યાન ખેંચ્યું છે, તે આ છે કે શીખેલા ભણેલા જરથોસ્તીઓ જરથોસ્તી ધર્મને લગતાં અજ્ઞાનપણાને લીધે ગુમરાહ થઈ પોતાના બાપીકા મહાન ધર્મનો ત્યાગ કરી બહાઇ થઈ જાય તો તેનો દોષ તેઓને શિર છે, પણ જો અભણ ગામડયા ઈરાની જરથોસ્તીઓ અજ્ઞાનપણાના ઉંડા અંધકારમાં સબડવાને લીધે બહાઈ થતા હોય તો તેનો દોષ આખી જરથોસ્તી કોમને શિર છે. આપણા પારસી છાપામાં એકમેકને ગાળગલોચ કરવાનું હાલમાં સાધારણ થઇ પડયું છે, તેથી જ આ K. M. F. મારા "કહેવાતા મહાન અભ્યાસ" વિષે ઇશારો કરે છે. મારે માટે જે કાંઇ લખાયું છે અને લખાય છે તે ઉપરથી નહિ, પણ મારાથી જે કાંઇ ચોપડી, ચોપાન્યાં અને છાપામાં લખાયું છે તે ઉપરથી આ લખનાર જો મારા અભ્યાસનો તોલ કરશે, તો હું ઉપકારી થઈશ.

## જરથોશ્તી ધર્મની આગલી તવારીખ ખુનખાર હતી એમ કહેવું સચ્ચાઇથી વેગળું છે.

જુદા જુદા ધર્મોની તવારીખનો અભ્યાસ કરતાં આપણને ખુલ્લું દીસે છે, કે દુન્યાના મહાન ધર્મો બે ભાગમાં વહેંચી શકાય છે, લડાયક (militant) અને સહનશીલ (passive). જે આપણને તે ધર્મોની અસલ તવારીખનો ખ્યાલ આપે છે. લડાયક ધર્મોમાં જરથોસ્તી (ફક્ત સાસાની જમાનામાં) અને ઇસ્લામ આવે છે, જ્યારે સહનશીલ ધર્મોમાં બૌદ્ધ, ખ્રિસ્તી (કોન્સ્ટાન્ટીનના વખત સુધી) તથા બહાઇ ધર્મો સમાઇ જાય છે. યહુદી અને હિંદુ (Brahminism) ધર્મોએ યાહુદી પ્રજા અને બ્રાહ્મણોનાં મનની પ્રકૃતિ પ્રમાણે સમો આવતાં લડાયક અથવા

સહનશીલ ધર્મો તરીકે રૂપ લીધાં છે. વળી ધર્મો લડાયક યા સહનશીલ રૂપ રાજદ્વારી મામલા અનુસાર લે છે, એ પણ ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મની તવારીખ ઉપરથી સિદ્ધ થાય છે. જરથોસ્તી ધર્મની આગલી તવારીખ ખુનખાર હતી એમ કહેવું કેવળ બેહુદું અને સચ્ચાઇથી વેગળું છે. પહેલવી અઇગાદગારે ઝરીરાન અને શાહનામાં પ્રમાણે અર્જાસ્પ સાથની શાહ ગુસ્તાસ્પની લડાઇ જરથોસ્તી દીનના બચાવ માટે કરવી પડી હતી. હખામની અને અશકાની (Parthian) પાદશાહો પારકી દીનવાળાઓ ઉપર જુલમ ગુજારતા હતા એમ કહેવું બેહુદું છે. આ વિષે યુરોપીઅન અને અમેરિકન વિદ્વાનોનાં પુસ્તકોનો અભ્યાસ કરવા K. M. F.ને હું અરજ કરૂં છું.

## ઇરાનમાં ખ્રિસ્તીઓની કતલ થઇ હોય તો તેમાં ખ્રિસ્તીઓનો જ વાંક હતો.

સાસાની જમાનામાં કેટલાક જરથોસ્તી પાદશાહોના વખતમાં ખ્રિસ્તીઓની, માનીના અનુયાયીઓની, અને મઝદકના મહઝબવાળાઓની વારંવાર કતલો ચાલી તેનું મુખ્ય કારણ રાજદ્વારી સંજોગો હતા. મઝદક પોતાના કોમ્યુનિસ્ટિક ફતવાઓથી, દાખલા તરીકે એક ઓરત તેના હકદાર ખાવિંદની ઓરત નહિ, પણ કોઇ પણ મરદની ઓરત છે (community of wives), સાસાની પ્રજા માટે એક ઘણો જ ધાસ્તીભર્યો પુરૂષ થઇ પડયો હતો. અને જો તેની દીન ઇરાનમાં ફેલાતે તો સાસાની સમાજનો શું અંત આવતે તે હું એ લખનારને દરયાફત કરવા સોંપું છું. હાલના સુધરેલા જમાનામાં યુરોપ (રશ્યા સિવાય) અને અમેરિકા, તેમજ એશ્યા અને આફ્રિકામાં કોમ્યુનિસ્ટો સામે કેવી રીતે સખત કામ લેવામાં આવ્યું છે અને આવે છે તેનો પણ આ ગ્રહસ્થ યા બાઇ વિચાર કરશે. માનીના ઉપાસકો એક વખતે પોતાની આશમોગી (heresy)થી ફક્ત જરથોસ્તી ધર્મને જ નહિ, પણ ખ્રિસ્તી ધર્મને પણ ઘણા જ ધાસ્તીભર્યા થઇ પડયા હતા. તેઓ તેમજ ખ્રિસ્તીઓ સાસાની જમાનામાં ઇરાનમાં

પોતાના ધર્મનો સુલેહસંપથી ફેલાવો કરી બેસી ન રહેતા હતા, પણ જરથોસ્તીઓને અને ખુદ જરથોસ્તી શહેનશાહોને ધિક્કારની નજરથી જોતા હતા. ટુંકમાં તેઓએ જરથોસ્તી દીન ઉપર હુમલો કરવાની (aggressive) રીતિ અખત્યાર કરી હતી. વળી તેઓ સર્વત્ર ફેલાઇ રહેલા આપખુદ રાજઅમલના વખતમાં પ્રજાના હકની રીતિ (democracy) શહેનશાહના તેમજ અમીર ઉમરાવોના હક્ક ઉપર ત્રાપ મારી ફેલાવતા હતા, જે સાસાની રાજની હસ્તી માટે ઘણી જોખમભરી થઇ પડી હતી. વળી ઇરાની ખ્રિસ્તીઓ પરદા પછવાડે ભરાઇ બીઝાન્સના ખ્રિસ્તી શહેનશાહો સાથે મળી સાસાની રાજ સામે કાવાદાવા રચતા હતા. આ સઘળાં કારણે જો વારંવાર તેઓની કતલ થઇ હોય, તો તેમાં ખ્રિસ્તીઓનો જ મોટે ભાગે વાંક હતો. ખ્રિસ્તીઓની હુમલો કરવાની aggressive રીતિ માટે જો K. M. F. ને ખબર ન હોય તો J. Lebourt, Christianisme dans l' Empire perse sous la dynastie sassanide, Paris 1920, 2e ed., વાંચવા.

---

"જામે જમશેદ," તા. ૧૪–૭–૧૯૨૬

તેહેરાન, જુન,

૨

## બહાઇઓએ વર્ષાવેલો જુલમ

બહાઇધર્મ વખતના વહેવા સાથે સહનશીલ ધર્મ તરીકે ટકી રહેશે કે નહિ તે વિષે હું કાંઇ કહી શકતો નથી. કારણ કે ભવિષ્યના ભિતરમાં ડોકયું કરવાની ખોદાએ મને હજી શક્તિ બક્ષી નથી. પણ બની ગયલા અને બનતા બનાવો તો હું કહી શકું, કે તે વિષે મને તો ઘણોજ શક છે.[1] ખ્રિસ્તી ધર્મનો દાખલો મોજુદ છે. તેમજ શીખેલા અને ભણેલા બહાઇઓના તેઓ ઇસ્લામીઓ ઉપર ભવિષ્યમાં કેવી રીતે વેર લેશે,

---

૧. પ્રો. બ્રાઉન પણ આ વિષે શકમંદ હતા; જુઓ Hasting's Encyclopaedia etc. vol. 2. પાનું ૩૦૭ મું.

તે વિષેના ખ્યાલી વિચારો મારા ઉપલા શકમાં મને ટેકો આપે છે. દૂર ક્યાં જાઓ છો, K. M. F.? ખુદ સૈયદ મુહમ્મદ અને બીજા અઝલીઓની બહાઉલ્લાહના વખતમાં બહાઈઓએ ઇ. સ. ૧૮૭૨ની તા. ૨૨ મી જાનેવારીએ કરેલી કતલ, તથા અબ્દ-ઉલ-બહાના વખતમાં તેના ભાઈ મુહમ્મદઅલી ઉપર અને તેનાં ખાનદાન ઉપર બહાઇઓએ વર્ષાવેલો જુલમ, તથા અબ્દ-ઉલ-બહાથી જુદા વિચાર ધરાવનારા બહાઇઓને જડમૂળથી ઉખેડી નાંખવાના તેના પ્રપંચ તમને બહાઈધર્મ કેવી રીતે ફેલાયો છે તેનો ખ્યાલ આપશે. વાંચો પ્રો. બ્રાઉનની Nuqtatu'l Kafની પ્રસ્તાવના અને Materials etc. પાનું ૫૫ મું. બહાઉલ્લાહ અને અબ્દ-ઉલ-બહા પોતે પણ બહાઈધર્મના મોતેબર શિક્ષણ "દીન અને ધર્મ દુન્યામાં સુલેહ અને શાંતિ પ્રસરાવવા માટે છે, પણ જો મઝહબ તકરાર અને ફેસાદનું કારણ થઇ પડે, તો બહેતર છે કે તે દીન હસ્તીમાં નહિ હોય," તે શિક્ષણ પ્રમાણે કેવી રીતે ચાલ્યા છે, તે K. M. F. પારસી જરથોસ્તી આલમને મહેરબાનીની રાહે તથા સચ્ચાઇને ખાતર દેખાડી આપશે તો સારૂં. મઝહબની તકરારનોજ દાખલો લો. બાબના મરણ અગાઉ બાબે પોતે સુબ્હ-ઉલ-અઝલને પોતાનો જાએનશીન નેમ્યો હતો, જેની સામે ૧૮૬૬ માં બહાઉલ્લાહ થયો. બહાઉલ્લાહનાં ૧૮૯૨ માં નિપજેલાં મરણ બાદ બાપનાં વસીયત (કેતાબ-ઉલ-વસીયય) પ્રમાણે અબ્બાસ એફેન્દી ઉરફે અબ્દ-ઉલ-બહા બહાઇઓનો વડો થયો. ડા. ખેર-ઉલ્લાહ, જે પાછળથી અબ્દ-ઉલ-બહાના નાના ભાઈ મુહમ્મદઅલીની પક્ષમાં ગયો હતો, તે અબ્દ-ઉલ-બહા ઉપર આ વસીયતનો થોડોક ભાગ છુપાવવાનો આક્ષેપ મેળે છે. (Materials etc. પાનું ૭૫ મું). બહાઇઓ સુબ્હ-ઉલ-અઝલના અને મુહમ્મદઅલીના અનુયાયીઓ તરફ મોટા ધિક્કારની લાગણીથી જોતા અને તેઓને હેરાન કરતા હતા, એમ આપણે પ્રો. બ્રાઉનની ઉપલીજ ચોપડીઓ, ખાસ કરી Materials etc. પાના ૧૬૭-૧૬૮ માં અને Hasting's

Encyclopaedia etc. vol. 2 નાં પાનાં ૩૦૫ માં વાંચીએ છીએ.

## જરથોસ્તીઓને ખોટે માર્ગે દોરવનારો ખુલાસો

વળી K. M. F. લખે છે, કે "જો હું બહાઇધર્મની ઉત્પત્તિ બરાબર જાણતો હતે તો માલમ પડતે કે ગરીબો યા અજ્ઞાનો તો શું પણ દરેક મઝહબના ચુસ્તમાં ચુસ્ત અને મહાન નેતાઓ તેમજ દુન્યવી તમામ જાહોજલાલીમાં વિંટલાયલા અનેક આસામીઓ આજે તે પાક પરવરના હજારો શુકર કરે છે, કે તેઓને સચ્ચાઇથી ભરપૂર અને ઉમદા બહાઇધર્મનું જ્ઞાન થયું." ઉપલો વાકય જેટલો સહરાગાતી છે, તેટલોજ બિનઅનુભવી જરથોસ્તીઓને ખોટે માર્ગે ઉતારનારો છે. પહેલું, જો દરેક મઝહબના ચુસ્તમાં ચુસ્ત મહાન નેતાઓજ બહાઇ થઇ જાય, તો આપણને પહેલો વિચાર તો એજ આવે છે, કે લખનારનાં મનમાં કોઈ જરથોસ્તી ભણેલો દસ્તુર, અથવા કોઇ યાહુદી રબ્બી, અથવા કોઇ ખ્રિસ્તી થીઓલોજીઅન, અથવા કોઈ કોરાને શરીફમાં પ્રવીણ થયેલો મુલ્લાં નથી, પણ ફક્ત અભણ, ઝનુની આખુંદ યા મુલ્લાં છે જે સહેલાઇથી બાબી યા બહાઇ થઈ જાય છે. તે છતાં જો K. M. F. એક દજન આવા નેતાઓનાં નામ છાપાદ્વારે બહાર પાડશે તો સારૂં, અને તેઓની આગલી કારકીર્દી (antecedents) પણ આપવાને તેઓ ચુકશે નહિ. બીજું, જો કોઇક ચુસ્તમાં ચુસ્ત નેતા બહાઇ થઇ જાય, તો તેનાં ધર્મજ્ઞાનનાં ભંડોળનું અને તેની દાઝનું આપણે શું તોલ કરી શકીએ? "ચુસ્તમાં ચુસ્ત નેતા" એટલે ધર્માંધ નેતા (fanatic leader) એવો અર્થ તો K. M. F. નથી કરતા? પણ આપણે પાછા હમદીનોની વાત કરીએ. K. M, F. "ચુસ્તમાં ચુસ્ત જરથોસ્તી નેતાઓ"નાં ફક્ત એક દજન નામ આપણને તેઓની આગલી કારકીર્દી (antecedents) સાથે જણાવશે? યઝદના મારા લગભગ પાંચ મહિનાના અને તેહેરાનના ત્રણ મહિનાનાં વસવાટ દરમયાન કીધેલી તહકીક ઉપરથી હું લખવાને શક્તિમાન છું કે જે જરથોસ્તીઓ બહાઇ થઈ જાય છે, તેઓના મોટાભાગની આગલી કારકીર્દી

હજી દટાયલી જ સારી, અને વધુ કહી શકુ છું કે બહાઈ ટેળાને આવા થોડાક દુન્યવી લાભને ખાતર બહાઇ થતા જરથોસ્તીઓથી કાંઇ નૈતિક કુમક (moral support) મળવાની નથી. વળી તેઓનું બહાઇ ધર્મને લગતું જ્ઞાન જરથોસ્તી ધર્મને લગતું તેઓનું જ્ઞાન જેટલું ઉંડું હતું તેટલુંજ ઉંડું છે!

## ઇરાનમાં મુસલમાનો જરથોસ્તી ધર્મ તરફ બહુ માનની લાગણીથી જુએ છે તેના પુરાવા.

K. M. F. ઇસ્ફહાનના પેલા બે ભાઇઓ "સુલ્તાન–ઉશ–શોહદા"નો દાખલો ટાંકે છે, તે મને ધ્યાનમાં છે. એટલુંજ નહિ પણ મેં તેમનું ટુંક દાસ્તાન પ્રો. બ્રાઉનની A year in Persia માં વાંચ્યું છે. આ ભાઇઓની દીન ઉપરની ફિદાગીરી માટે આ પ્રોફેસર પણ લાયક બોલોમાં લખે છે, અને તે દાખલો આંધળું યકીન સિવાય કાંઇ બીજું પુરવાર કરી શકતો નથી. અહીં કેટલાક ભણેલા ઇરાની જરથોસ્તીઓ એક દ્રષ્ટાંત આપે છે તે મારે નોંધવું જોઇએ. તેઓ કહે છે કે જો એક મુસલમાન ઇરાની બહાઈ થઇ ગયો તો ગોયા દરાખના રસનો શરાબ થવા બરાબર છે, પણ જો એક ઈરાની જરથોસ્તી બહાઈ થઈ ગયો તો ગોયા દરાખના રસનો સરકો થવા બરાબર છે. આજે જ્યારે ઇરાનમાં ભણેલા મુસલમાનોમાં જરથોસ્તી દીન વિષે માન ઇઝત દાખલ થવાં પામ્યાં છે, ત્યારે ખુદ આપણી દીનથી અભણ રહેલા ઈરાની જરથોસ્તીઓ બહાઇ થઇ જાય છે, એ ખચીત તેઓ માટે અફસોસની વાત છે. તા. ૨૪ મા મેને દિવસે અહીંનાં આદરીઆનને લગતાં અલાહેદાં મકાનના ઓટલા ઉપર મેં જરથોસ્તી દીન ઉપર ફ્રેન્ચ ભાષામાં એક ભાષણ કર્યું હતું, જે વખતે પ્રમુખ-સ્થાને ઈરાનના માજી વડા વજીર ફરૂગી બિરાજ્યા હતા, તથા મોટા મોટા અમીર ઉમરાવો તથા શીખેલા ભણેલા મુસલમાનો પણ હાજર હતા. કેટલાક મુલ્લાં અને સૈયદો પણ ભાષણ સમજવા આવ્યા હતા. મારાં ફ્રેન્ચ ભાષણનું ઉપલા વડા વજીરના ભાઇ હસન ફરૂગીએ ફાર-

સીમાં ભાષાંતર કર્યું હતું. ભાષણ પૂરૂં થતાં તે વાંચવામાં આવ્યું હતું. આ બાબત કાંઈ ખોટી મગરૂરી માટે લખતો નથી, પણ ઇરાનમાં જરથોસ્તી ધર્મ તરફ મુસલમાનો કેવી માનની લાગણીથી જુએ છે, તે દર્શાવવા માટે લખું છું. ઘણી ગમથી ભાષણની નકલ માટે માંગણી થતાં અરબાબ કએખોસરો શાહરૂખે ફારસી ભાષાંતરની એક હજાર નકલ છપાવી મુસલમાનોમાં તેમજ જરથોશ્તીઓમાં ફેલાવી છે. આ આપણા પુરાણા ધર્મ માટે કાંઇ ઓછી મગરૂરીની વાત નથી.

**બહાઇઓના આંકડા મારા ગળે ઓળવવામાં રાસ્તી નથી.**

બીજી એક બાબત ઉપર પારસી વાંચનારનું હું ખાસ ધ્યાન ખેચુ છું. K. M. F. લખે છે કે "ખુશીની વાત છે કે ડા. ઉનવાળા કબુલ કરે છે કે એકજ સાલમાં ફક્ત યઝદ શહેરમાં ૨૪૦૦૦ બહાઇઓએ પોતાના કીંમતી જાન સચ્ચાઇને વળગી રહેવા ખાતર અર્પણ કર્યાં છે." આ ફકરો મને કેટલી હદે ગેરઇનસાફ કરનારો તેમજ પારસી વાંચનારને ખોટે માર્ગે જાણી જોઇને ઉતારનારો છે તેનો ખ્યાલ વાંચનારને મારાં તા. ૧૯ મી એપ્રીલના અંકમાં છપાયલા નીચલા ફકરા ઉપરથી માલુમ પડશે. મેં લખ્યું છે કે "પરિણામે ઇ. સ. ૧૮૫૦ અને ૧૮૫૨ ની બાબીઓની મોટી કતલો ચાલી જેમાં અને બીજી કતલોમાં આજ સુધી, બહાઈઓના કહેવા પ્રમાણે, લગભગ ૨૪૦૦૦ બાબી અને બહાઇઓ માર્યા ગયા છે" (જુઓ પા. ૭ મું). આ ૨૪૦૦૦ નો આંકડો મારો નથી, પણ બહાઇઓના કહેવા પ્રમાણેનો આંકડો છે. બહાઇઓ આંકડા સાથે કેટલી હદે ચેડાં કાઢે છે તે તો તેઓ સાથે સમાગમમાં આવવાથીજ માલુમ પડશે.

**અમેરિકામાં બહાઇ ધર્મ ચાલુ કરનારની નૈતિક વૃત્તિ જાણવા માગતા હો તો પ્રો. બ્રાઉનની Materials etc.નો અભ્યાસ કરો.**

K. M. F. બળાપો કરે છે કે "દરેક કોમના લેભાગુ અને કહેવાતા ધર્મઅભ્યાસીઓ અને ઉસ્તાદો પોતાનું અંતઃકરણ વેચી પોતાના

પેટને ખાતર સત્યથી વેગળું શિક્ષણ, કોમના પગાર ખાઇને, કોમના અજ્ઞાન વર્ગને આપતા રહ્યા છે અને કોમની તેમજ પવિત્ર ધર્મની બહેતરીમાં કાંટા સમાન થઇ પડયા છે." તકરારને ખાતર એક ઘડીભર K. M. F. નું કહેવું કબુલ કરીએ. પણ એવણ ડા. ઇબ્રાહીમ જ્યોર્જ ખેર–ઉલ્લાહ, જેણે અમેરિકામાં બહાઇ ધર્મ ચાલુ કર્યો હતો, તેની નૈતિક ચાલચલણ અને તેના બહાઉલ્લાહના બહાઈ ધર્મથી ઉલટા ફતવાઓ વિષે શું વિચારે છે? હમબગનો કોઇ શોખીન વાંચનાર આ માણુસનાં હમબગો વિષે જાણવા માંગતો હોય તો તેને પ્રો. બ્રાઉનની Materials etc. વિગતો પૂરી પાડશે.

**ભલે ગુમરાહ થાય, પણ પારસીઓ પોતાના પયગમ્બર અશો જરથોશ્તનાં પાક દીન ઉપર સદા ફિદા રહેશે.**

છેવટે ઘણી દલગીરી સાથે મને લખવું પડે છે કે K. M. F. બહાઉલ્લાહને પગલે ચાલી, પારસી કોમ જો બહાઇ ધર્મ સામે પગલાં ભરે તો તેનો ફેજ સાસાની જમાનાના જરથોશ્તીઓના અને તેમના પાદશાહનાં ફેજ જેવો, નાસેર–ઉદ–દીન શાહના ફેજ જેવો, અર્જા-સ્પના ફેજ જેવો, અને યાહુદી લોકોના ફેજ જેવો ભયાનક ફેજ તેને માટે ખોદા તરફથી નીમેલો છે, એવી તેને ધાસ્તી આપે છે. બહાઉલ્લાહે ભલભલા યુરોપના રાજાઓ ઉપર અલ્વાહ એટલે કાગજો (tablets) લખી તેમને બહાઇ ધર્મ અખત્યાર કરવા યા તો તે તરફ પસંદગી દેખાડવા જણાવ્યું હતું, તેમાંના કેટલાકોએ નામનો (formal) જવાબ આપ્યો, જ્યારે કેટલાકોએ તે અલ્વાહ કચરાની ટોપલીમાં નાંખી. આ ઉપરથી જવાબ આપનારાઓ માટે ધીકતું ભવિષ્ય બહાઉલ્લાહે ભાખ્યું, જ્યારે બીજાઓ ઉપર ખોદાનો કહેર વરસશે એવી આગાહી કીધી, જે બીજી અલ્વાહ મારફતે બહાઇઓમાં તેણે ફેલાવી. આમાંની કેટલીક આગાહીઓ કાકતાલીયવત્ ન્યાય એટલે કાગનું બેસવું અને તાડનું પડવું એવા નિયમે ખરી પડી, જ્યારે બીજી તદ્દન ખોટી નિવડી. અહીં કેટલાક શાહ સોદાગરો ઉપર પણ ધીકતાં ભવિષ્ય માટે

પોતાના બાપને પગલે ચાલી અબ્દ-ઉલ-બહાએ અલ્વાહો મોકલી હતી, જે મારા સમજવા પ્રમાણે, બધી ખોટી પડી છે. K. M. F.! તમે કે જેઓ પારસી જરથોસ્તી હતા, તેઓના કહેવાથી તો શું, પણ તમારા બહાઇ પંથના હાલના વડાના કહેવાથી પણ પારસી કોમ પોતાના ધર્મ તરફથી એક કદમ પણ પાછળ હટશે નહિ. ભલે તમારા જેવા એક બે ગુમરાહ થાય, પણ પારસી કોમ કોમમાં દાખલ થયલી કેટલીક પારકી, નબોજી રાહરસમ અને રીતિ પોતામાંથી દૂર કરી, પેગમ્બર અશો જરથોસ્તે ફેલાવેલી પાક જરથોસ્તી દીન ઉપર ફિદા રહી, કોઇપણ પારકા ધર્મનાં શિક્ષણો અખત્યાર કર્યા વગર, હુમત, હુખ્ત અને હવર્સ્ત પ્રમાણે ચાલી, કોમના લાયક રાહબરોની પનાહમાં રહી, પોતાની કીર્તિ અને પોતાના ધર્મની મોતેબરી જાવેદાન સુધી જાળવી રાખશે.

## ખુલ્લે નામે લખાણ કરો.

સાહેબ, જો આ બહાઇ ગ્રહસ્થ યા બાઇ પોતાનાં ખરાં નામે બહાર પડશે, તો એવણનાં નામ અને મનોવૃત્તિ અને આગલી કારકીર્દીથી સમજુ લોકો વાકેફ થશે, અને એવણ પોતે પોતાની કોમની એક અતિ કીંમતી સેવા બજાવશે. આ જવાબ લંબાયો તે માટે દરગુજર ચાહું છું, પણ આપણી કોમની જે સેવા તમે તેની ઉન્નતિ હૈડે ધરી બજાવી છે અને બજાવતા રહો છો, તેજ સેવા ધ્યાનમાં લઇ આપ આ જવાબ સંપૂર્ણ છાપી આપણી કોમને અને તમારા સેવકને આભારી કરશો એવી આપને મારી નમ્ર વિનંતિ છે.

આ મારો જવાબ K. M. F. છેવટનોજ માનશે, કારણ હું તમારી કીંમતી કતારોનો લાભ નકામો લેવા માંગતો નથી. છેવટે બહાઇ ધર્મ તરફ ઢળતા દરેક જરથોસ્તીને પ્રો. બ્રાઉનની આ જવાબમાં ટાંકેલી ચોપડીઓ વાંચવાની હું ખાસ ભલામણ કરૂં છું.

---

# બહાઇઓ જરથોસ્તી કહી શકાય કે?

લખનારઃ-**જમશેદજી માણેકજી ઉનવાલા**, પીએચ. ડી. (હાઇડેલબર્ગ)

"જામે જમશેદ"ના તા. ૧૬-૭-૧૯૨૬ના અંકમાં મારો તહેરાનથી તા. ૧૦ મી જુન ૧૯૨૬નો પત્ર પ્રગટ થયો હતો તેનો સમાવેશ મેં "બહાઈ પંથ અને ઈરાની જરથોશ્તીઓ ઉપર તેની અસર અને મઝદઝનાન પંથનો પારસીઓમાં પગપેસારો" નામનાં નવસારીમાં ઈ. સ. ૧૯૪૨માં પ્રગટ થયેલાં ચોપાન્યાંનાં પાનાં ૩૩-૩૮ માં કર્યો છે. હાલમાં હિંદુસ્તાનના ખાસ કરી ગુજરાત તેમજ મુંબઇ અને દખ્ખણના આપણા પારસી જરથોસ્તીઓમાં અમેરિકાના બહાઇઓના મબલખ પૈસાની કુમકે મુંબઇમાં શેઠ મની મહેતા અને ગુજરાતમાં બાઇ શીરીન કે. એમ. ફોજદાર બહાઈ ધર્મનો પ્રચાર કરી રહ્યાં છે, ત્યારે જે પારસી જરથોસ્તી આ ધર્મના સિદ્ધાંતોથી, ખસુસ બહાઈઓની કેટલીક અગત્યની ધાર્મિક અને સામાજિક રાહ રિવાજ અને રસમથી અજ્ઞાન હોય, તેની જાણ માટે આ પત્ર કેટલાક વધારા સાથે અત્રે હું ફરી પ્રગટ કરૂં છું, જેથી દરેક પારસી જરથોસ્તી જોઇ શકે કે જો એક જરથોસ્તી બહાઈ થઈ જાય તો તે જરથોસ્તી કહી શકાય કે?

**'જામે જમશેદ,'** તા. ૧૬-૭-૧૯૨૬.

તેહેરાન, જુન.

આપના પત્રના તા. ૨૦મી એપ્રીલ ૧૯૨૬ના અંકમાં 'બહાઇ પંથ અને ઈરાની જરથોસ્તીઓ ઉપર તેની અસર" નામના મારા એક લખાણનો બીજો ભાગ છપાયો છે તેમાં મેં લખ્યું છે કે "ઉપર મેં બાબી અથવા બહાઇ ધર્મ અને દીન શબ્દો વાપર્યા છે તે સગવડને માટે છે. પણ જો ખરી રીતે નજર કરીએ તો બહાઇ કાંઈ ધર્મ નથી. પણ એક ફીલસુફી છે. જેવી કે થિઓસોફી યા ફ્રીમેસનરી" (પ. ૮મું). આ ફકરો લખતી વખતે મેં વિચાર કર્યો કે જે પ્રમાણે હું આ દીનને

તેમાં સમાવેલાં કેટલાંક ફીલસુફીનાં તત્ત્વો જાતાં દીનની ઉપમા આપતો નથી તેમ બીજા જરથોસ્તીઓ પણ કરશે, એટલે જે પ્રમાણે આપણે થિઓસોફી અને ફ્રીમેસનરીની મંડળીઓમાં જોડાવા છતાં પક્કા જરથોસ્તી રહી શકીએ છીએ, તેમ બીજાઓ પણ આ બહાઈ પંથમાં જોડાવા છતાં પક્કા જરથોસ્તી રહી શકે અને વળી એ દીનની અસર તેઓ ઉપર રતિભાર પણ થઈ શકે નહિ. પણ ઉપલું લખાણ લખવા પછી હું બહાઈ થઈ ગયલા જરથોસ્તીઓના સમાગમમાં વધારે આવ્યો તેથી, તથા મને તેહેરાનમાં બાબીઓ ઉપર લખાએલી કેટલીક ચોપડીઓ વાંચવાની મળી, જે યઝદમાં મળવી કઠણ હતી તેથી, મને ઉપલો વિચાર ફેરવવાની ફરજ પડે છે.

બહાઈ થઈ ગયલા જરથોસ્તીઓ માટે અફસોસની વાત છે કે તેઓ જો કે એક વખતના જરથોસ્તીધર્મને લગતાં પોતાના અજ્ઞાનપણાને લીધે બહાઈ થઇ ગયલા છે, તોપણ જો આજે કોઈ જરથોસ્તી તેઓને સાચી જરથોસ્તી દીનનો રાહ બતાવશે, તો તેઓ નક્કીપણે તે રસ્તે ચાલવા ના પાડશે. ટુંકમાં કહીએ તો જાણે તેઓ જરથોસ્તી કોમમાંથી નાબૂદજ થયા. પણ બહાઈધર્મ દરેક બહાઇઓ ઉપર મિશનરી તરીકે કામ કરી બીજા લોકને બહાઈધર્મ તરફ દોરવવાની ફરજ નાખે છે તેથી, બહાઇ થઇ ગયલા જરથોસ્તીઓ આપણી કોમ માટે ઘણાજ ધાસ્તીભર્યા થઇ પડે છે. વળી હજી બહાઇઓ છડેચોક પોતાને મુસલમાન આગળ બહાઈ કહેવડાવતા નથી તેથી, તેઓ આપણી નાનકડી કોમમાં તેનું ભિતર કોતરી ખાનારા કીડા મિસાલ થઇ પડયા છે. હવે તેઓ એટલા તો જોશભર થયા છે કે એક બે અભણ જરથોસ્તી ગામડયાને પોતાના ફતવા અને ફસાહતથી લાઇલાજ કરી તેઓના મનમાં જરથોસ્તી દીનને માટે શકનો દેવ પેદા કરે છે. પરિણામે, આ બિચારા કોઈ દસ્તુર યા મોબેદને પોતાના શકનો નિકાલ કરવા કેટલાક સવાલો પૂછે છે, જેનો તેઓ પોતેજ ધર્મથી બિનવાકેફ હોવાને લીધે કાંઈ જવાબ આપી શકતા નથી. આથી

પેલા ગામડયા લોકોલાજ થઇ બહાઈ થાય છે. બહાઇ થતાંજ તેઓ પોતાની બાપીકી જરથોસ્તી દીન સામે હુમલો કરનારી (aggressive) રીતિ અખત્યાર કરે છે, અને અહીંના પારસી રહીશોને પોતા સાથે તકરારમાં ઉતરવાની ફરજ પાડે છે. તકરારમાં કેવી રીતની તેઓ દલીલ લાવે છે તે મેં તા. ૨૦ મી એપ્રીલના અંકમાં છપાયલાં લખાણમાં જણાવ્યું છે. વળી જો કોઈ નવો માણસ બહાઈઓની મજલિસમાં ગયો તો તે ત્યાં સૈયદ, મુલ્લાં અને યાહુદી વિગેરે જોઇ બહાઈધર્મના ફેલાવા માટે ખોટો વિચાર લઇ જવા વગર રહે નહિ. આ ભેગા મળેલામાંનો કોઈક કેટલીક તકરારોમાં ઉતરી છેવટે બહાઇઓથી મ્હાત થયલો પોતાને જાહેર કરે છે, અને આ નવા આવેલાનાં દેખતાં પોતે બહાઇધર્મ અખત્યાર પણ કરે છે. પણ આ સઘળો ઢોંગ છે. આ નવો વટલેલ કોઇજ નહિ પણ લાંબા વખતનો એક પક્કો બહાઇ છે, પણ પેલા નવા આવેલાને આંજી નાખવા આ નાટક ભજવી બતાવે છે. વળી તેનાં દેખતાં તેઓ સૈયદો, મુલ્લાંઓ અને યાહુદીના મુલ્લાંઓની હસી ખુદ મુસલમાનો અને યાહુદીઓ પાસ કરાવે છે. હું જ્યારે બહાઇ મીટિંગમાં ગયો, ત્યારે આ નાટક મેં નજરોનજર જોયો; પણ મજલિસના વડા તરફથી ચોકસ નિશાનો થતાં જરથોસ્તી ધર્મ અને દસ્તુરોની મસ્કરી કરવાથી ભેગા મળેલા બહાઇઓ પછાત રહ્યા. પણ તેઓની પણ મસ્કેરી થાય છે તેમાં કાંઇ શક નથી. આ વટલેલ જરથોસ્તીઓ પોતાને "જરથોસ્તીએ હગીગી" એટલે "ખરા યા ચુસ્ત જરથોસ્તી" તરીકે ઓળખાવી ગોયા જરથોસ્ત પેગમબરને અપમાન કરે છે.

તે છતાં આપણે જોઇએ કે આ વટલેલાઓ જરથોસ્તી કહી શકાય કે? નીચે દર્શાવેલી બીના ધ્યાનમાં લેતાં તેઓ જરથોસ્ની કહી શકાય નહિ એમ મારી ખાતરી છે:—

૧. જરથોસ્તને પેગમ્બર તરીકે અને જરથોસ્તી દીનને સાચી દીન તરીકે તેઓ મોઢેથી કબુલ કરે છે, પણ જરથોસ્તનો અને જરથોસ્તી દીનનો જમાનો વહી ગયો છે એમ એ લોકો ચુસ્ત માને

છે, અને જરથોસ્તનાં કહેવાતાં ફરમાન પ્રમાણે તેઓ બહાઉલ્લાહને પાછલા વખતની જરથોસ્તી કેતાબો ( apocryphal books )માં જણાવેલા બહેરામ વરજાવંદ તરીકે કબુલ રાખે છે, અને તેનાજ ફતવા પ્રમાણે ચાલે છે.

૨. બહાઉલ્લાહે પોતાને પેગમ્બર કહેવાડી બેસી ન રહેતાં પોતાને ખોદાનાં સ્વરૂપ તરીકે જાહેર કર્યો છે. આ બેહુદા ફતવાને પણ તેઓ માને છે.

૩. બહાઉલ્લાહે અવસ્તા અને અવસ્તામાં સમાવેલા જરથોસ્તી ફરમાનોને રદ કીધાં છે. (abrogated).

૪. બાબની જાણીતી "બયાન"નામની ચોપડીનો સદંતર નાશ કરાવી બહાઉલ્લાહે પોતાની 'કેતાબ–ઉલ–અકદસ' બહાઇઓને ગળે બોળવી છે. આ કેતાબ અરબીમાં છે, અને બહાઉલ્લાહનું અરબીજ અરબીના એક શિખાઉ વિદ્યાર્થીને શરમાવે એવું ભૂલથી ભરપૂર છે, એમ પ્રો. બ્રાઉન મત આપે છે. આ કેતાબમાંથી કોઈ ફકરા તેમજ બહાઉલ્લાહની અલ્વાહમાંથી કોઇ લોહ, જે બધી ગદ્યમાં લખાઇ છે, તે બહાઇઓ બંદગી દાખલ રાગડા કાઢી (in a sing–song way) શુદ્ધ ઉચ્ચારે ધીમે ધીમે વાંચે છે.

બહાઈ થઇ ગયલા જરથોસ્તીઓ ઉપર કેટલીક બંદગીઓ ફક્ત અરબીમાંજ કરવાની ફરજ નાખવામાં આવી છે. હવે એ લોકોના સોએ એક ટકા જેટલાને, જુજ અપવાદ સિવાય, અરબીનું મુદલ જ્ઞાન હોતું નથી. તે છતાં આ બહાઈઓ જરથોસ્તીઓની મશ્કેરી કરે છે કે તેઓ વગર સમજે અવસ્તામાં લવારો બકારો કરે છે.

૫. અફસોસની વાત છે કે જયારે ઇરાનના મુસલમાનો પોતાનાં છોકરાંઓનાં નામો અસલ ઇરાની જરથોસ્તી નામો ઉપરથી પાડે છે, ત્યારે બહાઇ થઈ ગએલા જરથોસ્તીઓ પોતાના છોકરાઓનાં નામો અરબી નામો ઉપરથી લીધેલાં યા અરબી રચનાવાળાં (arabicised) બહાઇ નામો પાડે છે.

૬. બહાઇઓ મગરૂરી સાથ કહે છે કે તેઓની દીનમાં દાખલ થવા માટે નથી જોઈતી સુન્નત, કે નથી જોઈતું બેપટિઝમ, કે નથી જોઈતી નવજોતની ક્રિયા; પણ એક બહાઇ પોતાની રહેણીકરણી અને ચાલચલણથી બહાઈ થઈ શકે અને તેની ચાલચલણ પરથી તે એક બહાઇ તરીકે પિછાણી શકાય. આ પોતાના ફતવાને તેઓ પોતાનાં મિશનરી કામમાં એક મજબુત હથિયાર દાખલ વાપરે છે. જો તેઓને એક અભણ ગામડીઆ સાથે કામ પડયું તો તેઓ લગભગ બધા આગળ વધેલા વિચારના શીખેલા ભણેલા અને સુધારા વધારાને ચાહતા પકકા મુસલમાનોને બહાઇઓ તરીકે ઓળખાવશે. પણ જો મારા જેવા તેઓ તરફ શકની નજરથી જોનારા અને તેઓના સમાગમમાં આવેલા અને તેઓને પિછાણનારા કોઈક વિંટીપરના નંગ જેવા બહાઇ થઇ ગએલા જરથોસ્તીને બહાઇઓના શોભિતા નમુના તરીકે દેખાડશે તો તેઓ ઝટ કહેશે કે નહિ, આ માણસ કાંઈ અમારામાંનો નથી.

૭. જેમ જરથોસ્તીઓમાં લગ્નની ચોક્કસ ક્રિયાઓ છે તેમ બહાઇઓમાં કાંઇ નથી. એ લોકોનાં લગ્ન શહેરમાં વસતા તેઓના વડા યા કોઇ બે ત્રણ જાણીતા બહાઇઓની હાજરીમાં વર અને કન્યા એકમેક સાથે લગ્નના ગાંઠથી જોડાવાની મરજી દેખાડવે તેમના માતપિતાની સંમતિથી સંધાય છે. માતપિતાની સંમતિ સંબંધમાં કોઈક વખતે ચીલઝડપ પણ રમાય છે. વર કન્યાને રીત આપે છે, તે ૧૯ મિસ્કાલ રૂપાંથી ઓછી અને ૧૯ મિસ્કાલ સોનાથી વધુ ન હોવી જોઇએ. આ ૧૯ નો આંકડો અબ્જદ નામની અરબી ગણત્રી પ્રમાણે અરબી "વાહિદ" એટલે "એકલો" (the sole One) બોલના ચારે અક્ષરનો સરવાળો બતાવે છે. વાહિદ બોલ પહેલવહેલાં બાબે ખોદા માટે વાપર્યો હતો.

તલાક એટલે છુટાછેડા મુસલમાનોની માફક બહાઇઓથી સહેલાઇથી મેળવાતા નથી, પણ આપણુ જરથોસ્તીઓમાં જેમ ચોક્કસ કારણે જ તે મેળવી શકાય તેમ છે, તેમ તેઓમાં પણ છે.

૮ બહાઈઓમાં મરણ ટાંકણે કાંઇ પણ ક્રિયા કરવામાં આવતી નથી, પણ બહાઉલ્લાહની કોઇક અલ્વાહ વાંચવામાં આવે છે. તેઓ મુરદાંને ગોલાબજળે ધોઇ પેટીમાં મૂકી દાટે છે અને તેની ઉપર ઘોર પણ બાંધે છે. કેટલાક વરસની વાત પર બહાઇઓ પોતાની કબરોને છુપાવતા હતા, જ્યારે આજે તેઓ છડેચોક કબરો બાંધતા જાય છે. થોડાંક વરસની વાત પર યઝદના કેટલાક બહાઈ થઈ ગયલા જરથોસ્તીઓએ પોતાની અસલ કોમ સામે સરકશી કરી, તેઓની લાગણી દુખાય તેમ જરથોસ્તીઓનાં દોખ્માની પડોશમાં એક કબ્રસ્તાન બનાવવાનું શરૂ કર્યું. પણ જરથોસ્તી કોમને અપમાન કરનારાં આ પગલાંથી ગુસ્સે થઇ કેટલાક જરથોસ્તીઓએ રાતોરાત તે કબ્રસ્તાનને જડમૂળથી ઉખેડી કાઢયું. ત્યારથી આજ સુધી જરથોસ્તી બહાઇઓ એવી રીતે માથુ ઉંચકવાની હિંમત વટીક કરતા નથી. એથી પણ ઉલટું મુસલમાનોથી ડરી કોઇ ખેશીનાં મરણ વખતે દોરંગી ((hypocrite) બની જરથોસ્તી રીતિ મુજબ ફરજીઆત મોબેદો પાસે ગુજરનારની ગેહ સરાવી તેઓની લાશને દોખ્મે ચઢાવે છે. તહેરાનનું મરહુમ શેઠ માણેકજી લીમજી હાતરીઆવાળું દોખ્મું વપરાતું બંધ કરાવવામાં બહાઈ થઇ ગયલા જરથોસ્તીઓનો મુખ્ય હાથ હતો, એ નિશ્ચિત છે.

૯. બહાઈઓનાં વરસની ગણત્રી ઘણી વિચિત્ર છે. નથી તે સુર્યની ચાલ પ્રમાણેની ગણત્રી કે નથી તે ચંદ્રની ચાલ પ્રમાણેની ગણત્રીઃ તે ૧૯ ના આંકડા ઉપર રચાયલી એક ખ્યાલી ગણત્રી છે. તેઓનું વરસ ૧૯ મહિનાનું છે અને દરેક મહિનો ૧૯ દહાડાનો, એટલે ૩૬૧ દહાડા થયા. હવે સુયની ચાલ પ્રમાણે શરૂ થતા કુદરતી વરસ પ્રમાણે બહાઈ વરસ શરૂ કરવા માટે તેઓ પાંચ દિવસ વધારાના ગણે છે. તેઓના મહિના અને દહાડાનાં નામો પણ અરબી છે. (જુઓ Encyclopaedia of Religion and Ethics, vol. 2, p. 301)

૧૦. મુસલમાનોને પગલે ચાલી બહાઈઓ પણ દર વરસે આખો ૧૯ મો મહિનો (૧૯ દહાડા) રોજા પાળે છે.

પણ કબૂલ કરે છે, મગર હવે તે મઝહબી કેતાબો superfluous (બિનજરૂરી) માલુમ પડવાથી તેમને રદ ગણવામાં આવે છે! કોઇ માણસને આપણે કહીએ કે–તમારો કાગળ સંપૂર્ણ માનથી કચરાની ટોપલીને હવાલે કર્યો છે–તો એ માન દર્શાવવાની કેવી વિચિત્ર રીત!

(૩) ડો. જમશેદજી મા. ઉનવાળા, જેઓ ઇરાન જઈ બહાઈઓની રહેણીકરણીનો અંગત અનુભવ લઈ આવ્યા છે, તેઓના લખવા મુજબ બહાઇઓમાં નવજોત, બેપટિઝમ કે સુન્નત જેવું કશુંજ નથી. એક જરથોસ્તીએ બહાઈ થતાં સુદરેહ કુસ્તી કાઢી નાંખવાં પડે છે, પણ જે બહાઇ થયલા જરથોસ્તીને લોકોને છેતરી જરથોસ્તી ધર્મ ફંડોનો લાભ લેવો છે તે સુદરેહ કુસ્તી રાખવાનો પણ ઢોંગ કરે છે અને તેને તેમ કરતાં કોઇ રોકી શકતું નથી.

(૪) બહાઇઓમાં લગ્નક્રિયા જેવું કશુંજ નથી. લગ્ન પહેલાં વર-કન્યા અને તેમનાં માબાપની સંમતિની જરૂર છે પણ ક્રિયા જેવું કાંઈ નથી. ખાસ જાણવાજોગ બીના આ છે કે બહાઉલ્લાહે લખેલી "કેતાબે અકદસ" પ્રમાણે એક બહાઇ એકસામટી બે સ્ત્રીઓ પરણી શકે, જો કે તેમાં કબૂલ કરવામાં આવ્યું છે કે શાંતિમાં રહેવા સારૂં એક પત્ની પૂરતી* છે. જરથોસ્તી ધાર્મિક કાયદો એક પત્નીવ્રતનો છે જ્યારે બહાઈધર્મ આ રીતે એક પત્નીવ્રતને પસંદગી આપવા છતાં એક સામટી બે સ્ત્રીઓ પરણવાની છુટ આપે છે. વળી જુદા જુદા ધર્મવાળાઓ વચ્ચેનાં આંતરલગ્નને જગતમાં ભાઇબંધી અને એકતા ફેલાવવાના એક સાધન તરીકે બહાઇઓ આવકારે છે. આપણે હંમેશાં ખરી બિરાદરીની હિમાયત કરીએ છીએ, મગર જુદ્દીન લગ્નથી ભાઇબંધી ફેલાવા પહેલાં નજીવી સંખ્યાવાળી જરથોસ્તી કોમજ ખતમ થઈ જવાનો પૂરેપૂરો સંભવ રહેનો હોવાથી આવા જુદ્દીન સંબંધોને આપણે

* મૌલાના મુહમ્મદઅલીની "History and Doctrines of the Babi Movement" નામની ચોપડીમાંથી આ "કેતાબે અકદસ"વાળું અવતરણ લેવામાં આવ્યું છે.

હરગિઝ માન્ય રાખી શકતા નથી. "લેને ગઈ પુત ઔર ખો આઈ ખસમ" જેવું ન થાય તે જોવાની આપણી પહેલી ફરજ છે.

(૫) મરણ પ્રસંગે બહાઇઓમાં મરનાર આગળ બહાઉલ્લાહની અલ્વાહ (પત્રિકાઓ)માંથી અરબીમાં પઢવામાં આવે છે. મરણ બાદ લાશને દફનાવવામાં આવે છે. બન્ને રીત આપણા ધર્મથી તદ્દન જુદી છે.

(૬) બંદગી પણ બહાઉલ્લાહની અલ્વાહમાંથી અરબીમાં કરવામાં આવે છે. જરથોસ્તીઓમાં અને મુસ્લિમોમાં દિવસમાં પાંચવાર બંદગી થાય છે, જ્યારે બહાઈઓ દિવસમાં ત્રણવાર નિમાઝ પઢે છે. તે વખતની બહાઈઓની હિલચાલ અને દબછબ એક મુસ્લિમ નિમાઝ પઢતો હોય તેવીજ હોય છે. મુસ્લિમ મક્કા તરફ મ્હોં ફેરવે છે, જ્યારે બહાઇઓ અક્કા અથવા એકર શહેર (જ્યાં બહાઉલ્લાહ વર્ષો સુધી કેદ રહ્યા હતા) તે તરફની દિશાને પોતાનો કેબલો ગણે છે,

(૭) આપણાં અને એમનાં ધર્મમંદિરો પણ જુદાં છે. એમનાં મંદિરને "મશરક ઉલ અઝકાર" કહે છે અને તેની બાંધણી પણ ખાસ પ્રકારની હોય છે.

(૮) બહાઈઓમાં આતશની આરાધના બિલકુલ નથી.

(૯) આપણો ધાર્મિક મુદ્રાલેખ "બનામે ઈઝદ બખ્શાયંદેહ બખ્શાયશગર મહેરબાન" છે, જ્યારે બહાઇઓનો "યા બહા ઉલ અબહા" (હે ગૌરવોનાં ગૌરવ–oh glory of glories) એવો છે.

(૧૦) આપણું મઝહબી નિશાન ફરવશી અથવા પાંખવાળું ચક્ર છે; બહાઈ ધાર્મિક ચિન્હ એક તુરમંદ વસ્તુ છે જેમાંથી પ્રકાશની ધારા નિકળે છે.

(૧૧) આપણામાં ઉપવાસ નથી, જ્યારે બહાઇઓ ૧૯ દિવસો સુધી સુર્યોદયથી સુર્યાસ્ત સુધી રોજા રાખે છે. આ સઘળું જે બહાઇઓ કરે છે તે ખોટું નથી, પણ આપણા ધર્મથી જુદું છે, અને આપણા ધર્મથી માત્ર જુદાપણું કેટલું છે તેજ બતાવી આપવાની અહીં મકસદ છે.

(૧) એઓનું પંચાંગ અને રોજમાહની ગણુત્રી તદ્દન જુદી છે. એઓમાં ૧૯ મહિના છે અને દરેક મહિનાના ૧૯ દિવસો છે. એઓમાં ૧૯નો આંકડો પવિત્ર ગણાય છે કેમકે "બિસ્મિલ્લાહ ઇર રહેમન ઇર રહીમ"વાળો ફકરો, જે કુરાનના નવમા સુરા (પ્રકરણ) સિવાય દરેક સુરાને મથાળે જોવામાં આવે છે, તેમાં ૧૯ અરબી હરફો છે. વળી "વાહેદ", જેનો અર્થ "એક" અને જે ખુદાનાં નામ તરીકે વપરાય છે, તેની અબજદ રૂઢી પ્રમાણે કીમત પણ ૧૯ છે. વળી બાબના "હુરૂફે હય" નામથી ઓળખાતા ૧૮ શાગિર્દો હતા અને બાબ સાથે તેઓ પણ ૧૯ થયા. બહાઈ વર્ષના ૩૬૧ દિવસો છે તેમાં કોઇ વખત ચાર અને કોઇ વખત પાંચ ઉમેરી તેઓ શમ્સી સાલ (સુર્યની ચાલ મુજબનું વર્ષ) બનાવે છે. પાંચ દહાડા ઉમેરવાનું કારણ એ કે અબજદ રૂઢી મુજબ "બાબ" શબ્દની કીમત પાંચની થાય છે.

(૧૩) બહાઇઓમાં ક્રિયાકામ અને ધર્મગુરૂવર્ગ નથી—હાલને તબકકે તો નથીજ.

આ સઘળી હકીકતો જોતાં સુજ્ઞ વાંચકને તુરત જણાશે કે આ બે ધર્મો વચ્ચેનું જુદાપણું અતિઘણું છે. આ વિગતો તપાસ્યા બાદ બહાઇ ધર્મમાં વટલી ગયલા જરથોસ્તીઓ શા માટે પોતાને હજી પણ જરથોસ્તી કહેવડાવવાને આતુર હશે, શા માટે પોતાને અને દુનિયાને છેતરતા હશે, શા કારણસર આપણાં અગ્યારી આતશ બહેરામમાં દાખલ થવાની જીદ પકડી આપણાં દિલ આઝોર્દે કરતા હશે તે સમજાતું નથી. શા માટે તેઓ નૈતિક હિમ્મત રાખી કહેતા નથી કે તેઓ બહાઈઝમ નામનો એક તદ્દન જુદો ધર્મ પાળે છે? જ્યારે મરદુમશુમારી (census) લેવાય છે ત્યારે જરથોસ્તી અને બહાઈઓની બે જુદી જુદી કોલમો હોય છે; તેજ બતાવે છે કે આ બે જૂદા તદ્દન અલગ ધર્મો છે, અને બહાઇ થયા બાદ એક જરથોસ્તી પોતાનો અસલ દીનમાંથી સમૂળગો બાતલ થઈ જાય છે.

બહાઇ થઈ ગયલા જરથોસ્તી તરફ આંખમિચામણું કરી તેને આપણા ધર્મમંદિરમાં પ્રવેશ કરવા દઈએ તો આગળ જતાં આપણી સ્થિતિ બહુ કઢંગી થઈ પડશે. એમ માનો કે એક બહાઇ થયલા જરથોસ્તીને આપણી અગ્યારીમાં આપણે દાખલ થવા દીધો: એમ માની લઈએ કે તે માણસે આગળ જતાં એક બહાઇ થયલી મુસ્લિમ બાનુ સાથે શાદી કરી અને તેઓને ત્યાં ચંદરૂઝમાં એક બેટાની ઝિયાદતી થઇ. ચાલતે દહાડે તે છોકરો છાતી કાઢી આપણાં ધર્મસ્થળોમાં આવીને ઉભો રહેશે અને કહેશે કે તેના પિતાને પણ ત્યાં આવવાની છુટ હતી. માટે દરેક શહેરની અને ખાસ કરીને મુંબાઇની જરથોસ્તી અંજુમન હવે બીદાર થઇ યોગ્ય ધારાધોરણો ઘડી આપણાં ધર્મમંદિરોની પવિત્રતા જાળવવાની કોશેશ કરશે એવી આપણે આશા રાખીશું.

બહાઇઓ આપણને એમ સમજાવે છે કે જેમ થીઑસૉફિસ્ટ થવા છતાં જરથોસ્તી રહી શકાય છે તેમ બહાઇ બનવા છતાં પણ જરથોસ્તી રહી શકાય. આ સરખામણી તદ્દન ગેરમુનાસેબ છે. થીઓસોફી પ્રભુની પિછાન કરાવનારી અને આત્માની ઉન્નતિ કરાવનારી એક વિદ્યા છે પણ જુદો ધર્મ નથી. માનસશાસ્ત્ર (psychology) અથવા મસ્તક વિદ્યા (phrenology) નું જ્ઞાન સંપાદન કરવાથી એ વિદ્યાઓમાં વટલી જવાતું નથી, તેમ થીઓસૉફિસ્ટ થવામાં વટલાવાનો ભય છેજ નહિ. મગર બહાઈઝમ જે એક ધર્મ છે અને વળી આપણા ધર્મથી ઘણી રીતે જુદો પડતો અને મૂળમાં અનાર્ય ધર્મ છે તે કબૂલ કરવાથી પૂરેપૂરા વટલી જવાય છે. કોઈ કહેશે કે થીઓસોફીમાં પણ જગદ્‌ગુરૂ શ્રી. કૃષ્ણમૂર્તિને માનવા પડે છે. ખરૂં, પણ એમ તો આપણે દુનિયાના દરેક પયગમ્બરને માન્ય રાખી વખાણીએ છીએ, મગર આપણા પોતાના પયગમ્બર અને આપણાં ધર્મશાસ્ત્રોને ઉતારી પાડીને અથવા તેમના ભોગે નહિ. વળી હાલમાં તો શ્રી કૃષ્ણમૂર્તિ પોતેજ પોતાને જગદ્‌ગુરૂ કહેવડાવવાને ઇચ્છતા નથી એટલે આ તકરારનો આપોઆપ અંત આવી જાય છે.

બહાઇઓ એટલી હદ સુધી કહેવાની હિમ્મત કરે છે કે બહાઇ થવાથી એક જરથોસ્તી વધુ સારો જરથોસ્તી થઇ શકે છે. થીઓસોફી આવો દાવો કરી શકે કેમકે તેમાં વટલાવાનો પ્રશ્ન નથી. પણ બહાઇ થતાં જો જરથોરતીપણાથીજ ભ્રષ્ટ થવાતું હોય અને જરથોસ્તીજ કહેવાઇ શકાતું ન હોય તો પછી વધુ સારા જરથોરતી બનવાની તો વાતજ કયાં રહી? શું જરથોસ્તી ધર્મ મારફતેજ સારા જરથોસ્તી થવાતું નથી કે પારકા અને તદ્દન જુદા ધર્મનો આશરો લઇ સારા જરથોસ્તી બનવા જઇએ? સીધે અને ટુંકે રસ્તે સ્વર્ગે જવાને બદલે આડેઅવળે માર્ગે જઇ ફરી સીધે રસ્તે ઉતરવું તે તો સીધીભાઇ ડાબો કાન પકડે એવું હાસ્યજનક છે. મગર કોઇની તરફ નહિ પણ પારસીઓ તરફ જ બહાઇઓની આટલી બધી દિલબસ્તગી કેમ ઉભરી નિકળી છે? કોઇને નહિ ને આપણનેજ આવી રીતે બહેકાવવામાં આવે છે કારણ કે આપણી સંખ્યા જુજ છે, આપણું સંઘબળ ઓછું છે, આપણું ધર્મ પ્રત્યેનું જ્ઞાન કમતી છે, અને સૌથી મોટું કારણ તો એ કે સૌ કોઇ જાણે છે તેમ પારસી સ્વભાવ ભોળો છે અને પારસીઓને ઉંડાં ભણાવવાં સહેલ છે. પારશીને બનાવી જતાં વાર શી?

બહાઇઓ આપણને સમજાવે છે કે દુનિયાના ધર્મોમાં મતભેદ, ફાટફુટ, ઝગડાટંટાનો પાર નથી, અને તેથી ખરી ભાઇબંધી સાધી શકાતી નથી, માટે સૌએ બહાઇ ધર્મનો સ્વીકાર કરી સાચી એકતા સ્થાપવી. ખરી હકીકત તો એ છે કે દુનિયાની દરેક હિલચાલ, દરેક સંસ્થા અને દરેક ધર્મમાં મતભેદ તો હોય જ અને ખુદ બહાઇ ધર્મ પણ અપવાદરૂપ હોય એમ તો નથી જ, તે એઓની તવારીખ ઉપરથી આપણે જોવાની તજવીઝ કરીશું. બાબે ૧૮૪૪માં એવી ભવિષ્યવાણી કરી હતી કે ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષો સુધીમાં ખુદા એક મહાન આત્માને જાહેર કરશે, પણ તેમણે એવું ઉમેર્યું હતું કે તે ક્યારે જાહેર થાય તે નક્કી કહેવાય નહિ, કેમકે તે મહાન આત્માનું

આગમન કોઇપણ વખતે થઇ શકે. આ આગાહી બહુજ અસ્પષ્ટ છે અને તેનાથી બહુ ગેરસમજુતી ઉભી થવા પામી હતી. માત્ર ૧૯ વર્ષ પછી યાને ૧૮૬૩માં બહાઉલ્લાહે જાહેરાત કરી કે જે મહાન આત્મા વિષે આગાહી થઇ હતી તે તેઓ પોતેજ હતા. બાબ પોતે બનતાં સુધી ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષ સુધીમાં તે મહાપુરૂષનાં આગમનની રાહ જોવા કહી ગયા હતા. જગતમાં મહાન પયગમ્બરો ફક્ત ૧૯, ૨૦ વર્ષના ટુંક અરસામાં આવતા નથી. શું આટલા ટુંક સમયમાં દુનિયાની આટલી હદ સુધી ખરાબી થઇ ગઇ કે એક નવા પયગમ્બર અને નવાં Revelationની જરૂર પડી ? હજી તો બાબનું Revelation (એઓનું "બેયાન" નામનું પુસ્તક) ખુદ ઇરાનમાંજ પુરતું જાણીતું થયું ન હતું, એટલુંજ નહિ પણ તે કેતાબ સંપૂર્ણ પણ થઇ ન હતી. બાબે પોતાના જાએનશીન સુબ્હેઅઝલને તે કેતાબ પૂરી કરવાની ફરમાયશ કરી હતી, મગર સુબ્હેઅઝલ પણ તે પૂરી કરી શકયા નહતા.

આના ખુલાસામાં બહાઇઓ કહે છે કે બાબ તો માત્ર John the Baptist જેવા એક આગાહી કરનાર 'મુબશ્શિર" (વધામણી આપનાર) થી કાંઇ વિશેષ નહતા. પણ આપણે આ ખુલાસો સ્વીકારી શકીએ એમ નથી, કેમકે બાબ (સૈયદ મીરઝાઅલી મુહમ્મદ) તરફથી એક પછી એક ત્રણ દાવાઓ થયા હતા. પહેલાં તો તેઓએ "બાબ" (યાને છુપાયલા ઇમામ મહેદી અને દુનિયા વચ્ચેના "દરવાજા" અથવા પ્રતિનિધિ) પોતેજ હોવાનો દાવો કર્યો, તે બાદ તેઓએ પોતેજ ઇમામ મહેદી હોવાનો દાવો પેશ કર્યો; અને છેવટે તો આગળ વધી પોતે "નુકતા" (બિંદુ) હતા એમ જાહેર કર્યું, અને એઓને "હઝરતે નુકતા" (His Lordship the Point) ને નામે ઓળખવામાં આવતા. ("નુકતા" શબ્દની ઉત્પત્તિ વિગેરેની તપાસમાં નહિ ઉતરતાં આપણે એટલુંજ કહીશું કે એનો અર્થ "પુરી યઝદાનિયત ધરાવતો પુરૂષ" અથવા ટુંકમાં "પૂર્ણ પુરૂષ" થાય છે). એ દાવાઓ ઉપરથી સિદ્ધ થાય છે કે બાબ એક માત્ર આગાહી

કરનાર કરતાં ઘણા વધારે હતા. અને એઓએ પૂર્ણ પુરૂષ હોવાનો પણ દાવો કર્યો હતો. ત્યારે બહાઇઓએ બહાઉલ્લાહની મહત્તા વધારવા સારૂં પોતાનાજ એક આગળા મહાપુરૂષ, બાબ,ની અગત્ય ઘટાડી દઇને તેમને અન્યાય કર્યો છે. પ્રો. બ્રાઉન Encyclopaedia of Religion and Ethicsમાં આવેલા પોતાના પ્રસિદ્ધ લેખમાં લખે છે કે બહાઇઓ બાબ વિષે વાત કરવા પણ ખુશી ન હતા, અને બાબે લખેલી ચોપડીઓ એમને (પ્રો. બ્રાઉનને) આપવા પણ નારાજ હતા.

બહાઇધર્મ વિષે લખનારાઓ ખુલ્લું કહે છે કે બાબે એક વસીયત કરી બહાઉલ્લાહને નહિ પણ તેમનાથી ૧૩ વર્ષ ન્હાના તેમના ભાઇ મીરઝા યાહીયા નામના એક જવાનને પોતાના જાએ-નશીન તરીકે નિમ્યા હતા. બાબે મીરઝા યાહીયા ઉપર "સુબ્હે અઝલ" (અમર્ગીની સહવાર)નો ખેતાબ એનાયત કર્યો હતો, તેમનેજ પોતાની મહોર, લખવાનાં સાધનો અને વસ્ત્રો મોકલાવી આપી એવી ફરમાયશ કરી હતી કે પોતે અધુરી છોડેલી "બેયાન" નામની કેતાબ તેમણેજ પૂરી કરવી. પરંતુ સુબ્હે અઝલ બહુ શાંત પ્રકૃતિના હતા અને રફતે રફતે તેઓની સત્તા તમામ તેમના મોટા ભાઇ બહાઉલ્લાહના હાથમાં ગઇ. બહાઉલ્લાહના અનુયાયીઓ બહાઇ કહેવાયા, અને આ સમયે અઝલીઓ (સુબ્હે અઝલના શાગિર્દો) અને બહાઇઓ વચ્ચે બહુ કડવી તકરાર થઇ, એક બીજા વિરૂદ્ધ પુસ્તકો લખાયાં, અને બહાઉલ્લાહ અને સુબ્હેઅઝલની સામે એક બીજાને ઝેર આપવાનાં અતિ ગંભીર તોહમતો પણ મુકાયાં. સુબ્હે અઝલના એક જમાઇ શેખ એહમદ કિરમાનીએ લખેલી "હસ્ત બહેશ્ત" નામની કેતાબમાંથી પ્રો. બ્રાઉને પોતાનાં "Episode of the Bab" નામનાં પુસ્તકમાં કેટલાક અત્યંત ચોંકાવનારા ઉતારા આપ્યા છે. પરંતુ તેથી પણ વધુ ચોંકાવનારો અહેવાલ તો મૌલાના મુહમ્મદઅલીની "History and Doctrines of the Babi Movement" નામની કેતાબમાંથી મળે છે. તે લેખકના કહેવા પ્રમાણે બહાઇઓએ એક પછી એક

છુપાં ખુનો કરીને અઝલી આગેવાનોનો ઘાણ કાઢી નાખ્યો, અને તેથી મૌલાના સાહેબ તો બહાઇપંથને શીઆઓના ઇસમાએલીયા પંથના "ફિદાઈ" નામના છુપાં ખુન કરનાર કાતિલ ટોળા સાથે સરખાવે છે. આખરે અઝલીઓનું જોર તુટયું અને ઘણા બાબીઓ બહાઉલ્લાહના ફતેહમંદ પક્ષમાં ભળી ગયા અને તેઓ હવે બહાઇના નામથી ઓળખાવા લાગ્યા.

પરંતુ આટલાથીજ મતભેદો અટકયા નહિ. બહાઉલ્લાહ ૧૮૯૨ માં ગુઝર પામતાં એઓના પુત્ર અબ્બાસ એફેન્દી ઉરફે અબ્દુલબહા, જેઓ "ધુસ્ને અએઝમ" (સૌથી મહાન ડાખલી)ને નામે ઓળખાતા તેઓ સત્તા ઉપર આવ્યા, એટલે તુરત તેમના ન્હાના ભાઇ મીરઝા મુહમ્મદઅલી, જેઓ "ધુસ્ને અકબર" (સૌથી મોટી ડાખલી)ને નામે જાણીતા હતા, તેઓએ વાંધો ઉઠાવી પોતાનો દાવો રજુ કર્યો. આ બનાવથી બહાઈઓમાં બીજું તડું પડયું, અને અબ્દુલબહા વિરૂદ્ધ પણ ગંભીર બોહતાનો મુકાયાં. પ્રો. બ્રાઉન Encyclopaedia of Religion and Ethics"માં લખે છે તેમ બહાઉલ્લાહે ખુદાઇપણાંનો દાવો કર્યો હતો અને એમના શાગેર્દો એમને "હકતઆલા" ના નામે ઓળખતા. મૌલાના મુહમ્મદઅલી પોતાની "History and Doctrines of the Babi Movement"માં જણાવે છે તે પ્રમાણે વળી બહાઉલ્લાહે ખુલ્લું કહ્યું હતું કે ૧૦૦૦ વર્ષ સુધીમાં જો કોઇપણ ખુદાઇપણાંનો દાવો કરે તો તેને જુઠો માનવો; તે છતાં અબ્દુલબહાએ પૂરી યઝદાનિયત ધરાવવાનો દાવો પેશ કર્યો. અમેરિકામાં બહાઇ પ્રચારકાર્ય કરતા જાણીતા મિશનરી ડૉ. ખેરૂલ્લાહ આ બાબતમાં જુદા પડયા અને અબ્દુલબહા ઉપર જુઠાણાનો આરોપ મુકી તેઓએ તેમના ભાઇ મીરઝા મુહમ્મદઅલીની તરફદારી કરી. આ બનાવથી પણ બહાઈ ધર્મમાં પુષ્કળ વિખવાદ વધી પડયો. ઝગડા ટંટા તો દરેક ધર્મમાં હોય છે અને બહાઇ ધર્મ તેથી નિરાળો હોઇ શકે નહિ. માટે બહાઈઓએ એમ કહેવું કે ધાર્મિક મતભેદોથી બચવું

હોય તો તેમના ધર્મમાં આવવું તે વાજબી નથી. જ્યાં પગ નીચે બળતું હોય ત્યાં લંકા હોલવવા જવું તે ડહાપણભર્યું નથી.

બહાઈઓ એમ કહે છે કે તેમનો ધર્મ સૌથી આધુનિક હોવાથી સૌ ધર્મોમાં તે અદ્યતન (uptodate) છે અને બહાઉલ્લાહનું જ્ઞાન બીજા પયગમ્બરોનાં જ્ઞાન કરતાં ઘણું વિશાળ હોઇ તેઓ સૌ પયગમ્બરોના સરતાજ ગણાવા જોઇએ: આના જવાબમાં એટલું કહીશું કે ઘણાક પયગમ્બરોને દુન્યવી જ્ઞાન સાથે ઝાઝી લેવાદેવા હતી જ નહિ. જીસસ સુતાર હતા. હઝરત મુહમ્મદ પણ શીખેલા ભણેલા નહોતા. ૧૯મી સદીના બંગાળના મહાન સંત શ્રી. રામકૃષ્ણ પરમહંસ, જેઓ અવતારી પુરુષ તરીકે ગણાય છે, તેઓ પણ નિરક્ષર હતા. પયગમ્બરોને અંતરજ્ઞાનથી ખુદાઈ ઇલ્મ પ્રાપ્ત થાય છે અને તેમને નિશાળ કે મદ્રેસાની ખાસ જરૂર રહેતી નથી.

વળી આધુનિક જમાનામાં જન્મ લેવાથી બહાઉલ્લાહ ઘણી એક નવી બાબતો જાણવા પામ્યા જે એમની પહેલાંના પયગમ્બરો જાણી શકયા નહોતા. હમણાનો વીસ વર્ષનો એક કૉલેજમાં ભણતો જવાન પ્લેટો કરતાં ઘણી વધારે બાબતો જાણે છે, કેમકે પ્લેટોને રેલ્વે, ટેલિફોન, ટેલિગ્રાફ, રેડિયો, વિમાન, વિકાસક્રમનો સિદ્ધાંત ( law of evolution), ગુરુત્વાકર્ષણનો કાયદો (law of gravitation) વિગેરેનું ભાન પણ નહોતું. માટે શું તે આજનો જવાન પ્લેટો કરતાં મહાન થઈ ગયો ? એક બાળક પોતાના પિતાનાં ખભાં ઉપર ચઢી બેસી પિતા કરતાં ઉંચો હોવાનો દાવો કરે તો શું વાજબી કહેવાશે ? અકેક પગથિયું ચઢી નિસરણીની ટોંચે પહોંચી જઇ નિસરણીને લાત મારી ફેંકી દેવી એ નમનતાઇ નથી. બહાઉલ્લાહને સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું તે આ આધુનિક યુગનો પ્રતાપ છે. તેઓએ સૌ પયગમ્બરોના સરતાજ હોવાનો દાવો કરવાને બદલે એ સર્વ પ્રત્યે આભાર પ્રદર્શિત કરવો જોઇએ કે તેમને પગલે ચાલી અને તેમના દાખલાથી પ્રેરાઇ તેઓ બુલંદ રૂહાની મરતબો હાસલ કરી શકયા.

મુસ્લિમ ધર્મમત પ્રમાણે (કુરાન ૩૩,૪૦), હઝરત નબી મુહમ્મદ "ખાતેમ ઉલ નબીઇન" યાને સૌથી છેલ્લા નબી થઈ ગયા અને એઓની પછી હવે કોઇ પણ પયગમ્બર થશે નહિં. તેજ કારણસર મૌલાના મુહમ્મદઅલીએ બહાઇધર્મને religion નહિ પણ માત્ર movement અથવા હિલચાલ તરીકે વર્ણવ્યો છે, બહાઉલ્લાહને પયગમ્બર કહ્યા નથી, અને એ ધર્મમાં જે શહીદો થયા તેમને શહીદ (martyr) શબ્દ પણ લાગુ પાડયો નથી. પરંતુ હઝરત મુહમ્મદ છેલ્લા પયગમ્બર છે એમ બહાઇઓ વાજબી રીતે માનતા નથી, અને તેઓના મત પ્રમાણે કોઇપણ Revelation છેલ્લું નથી. ખુદ બહાઉલ્લાહ પણ જાહેર કરી ગયા છે કે એકાદ બે હઝારામાં કોઇ બીજો મહાપુરૂષ પણ અવતરશે, જો કે ત્યાં સુધી આખી દુનિયા એ તેમને કબૂલ રાખવા એવું કહેવાને એઓ ચુકયા નથી. ત્યારે શું જેમ પયગમ્બરો ઉભા થતા જાય તેમ આપણે ગબડતા ગોળાની પેઠે ધર્મપલટો કર્યાજ જવું ? પોતાના ધર્મ ઉપર ઉસ્તવાર રહેવાને બદલે બીજા પયગમ્બર કયારે અને કયાં આવશે તેની શું આપણે ચાલુ ફિકર અને ઇંતેઝારીમાં રહેવું ? બાબે આગાહી કર્યા બાદ બહાઉલ્લાહ ફક્ત ૧૯ વર્ષમાંજ પયગમ્બર તરીકે જાહેર થયા તેમ ગમે તેવા ટુંક અરસામાં પણ જેવા કોઇ પયગમ્બર આવે કે આપણે શું તેમની નવી દીન અખ્તયાર કરી લેવી ? આ સંજોગોમાં તો દરેક મઝહબ અને નબી તરફ માનવૃત્તિ રાખી પોતાનીજ દીન અને પોતાના જ પયગમ્બરને વફાદાર રહેવું એજ એક ધાર્મિક અને સમજદાર માણસનું કર્તવ્ય રહેવું જોઇએ.

બહાઇઓ પોતાના ધર્મનું રહસ્ય બાર સિદ્ધાન્તોમાં સમાવી દે છે. એમાંના આઠ સિદ્ધાન્તો તો જરથોસ્તી ધર્મમાંથી સહેલાઇથી મળી શકશે. એ સિદ્ધાંન્તો નીચે મુજબ છેઃ—

(૧) એક ઇશ્વરની માન્યતા. એ કાંઇ બહાઇ ધર્મની વિશેષતા નથી, પણ દુનિયાના સઘળા ધર્મોમાં જરથોસ્તી ધર્મમાંજ એકેશ્વરવાદ

(monotheism) નાં સૌથી પ્રથમ દર્શન થાય છે. વેદિક કાળમાં અનેક દેવોની માન્યતા પ્રચલિત હતી ત્યારે જરથોસ્તી ધર્મે જન્મ પામી એક ઈશ્વરની માન્યતા ફેલાવી હતી એમ આજે દરેક અભ્યાસી કબૂલ કરશે.

(૨) સત્યની ખંતીલી શોધ. સત્ય, righteousness, અષ, ઉપર જરથોસ્તી દીનમાં બીજા કોઈપણ સદ્‌ગુણ કરતાં વધુ ધ્યાન અપાયું છે, અને યશ્ન ૬૦·૧૨ પ્રમાણે સૌથી શ્રેષ્ટ અષોઈથીજ અહુરમઝદની નઝદીકીએ પહોંચાય છે. યશ્ન ૫૪·૧ અને વંદીદાદ ૨૦·૧૧ પ્રમાણે પસંદ કરવા જોગ સત્યને દાદાર અહુરમઝદે પોતે શ્રેષ્ટ ગણેલું છે. ગ્રીક તવારીખનવીસ હિરોડોટસના કહેવા મુજબ એક જરથોસ્તી જવાનને ઘોડેસવારી, તીરંદાઝી અને સાચું બોલવાના હુનર પહેલેથીજ શિખવાડવામાં આવતા.

(૩) સૌના પ્રત્યે દયા અને પ્રેમ. જરથોશ્તી ધાર્મિક ફરમાન છે કે ઇનસાન ઉપર મહોબત રાખવાથી ખુદા સાથે એકતા અનુભવાય છે. જરથોશ્તી ધર્મ તો શું પણ દુનિયાના દરેક ધર્મનો પાયો દયા અને પ્રેમ ઉપરજ રચાયો છે. 'દયા ધર્મકા મૂળ હય"—એ હકીકત અક્ષરસ સાચી છે.

(૪) સર્વ ધર્મો એકજ છે. કદાચ અષો જરથોશ્ત સાહેબના ઉપદેશમાં આ સિદ્ધાંત આપણને મળશે નહિ, કેમકે આપણો ધર્મજ સર્વ ધર્મોથી પુરાણો છે, એટલે બીજા ધર્મો સાથે શું સંબંધ જાળવવો તેનું શિક્ષણ જરથોસ્ત સાહેબનાં વચનોમાંથી કયાંથી નિકળી શકે? પણ આપણો ધર્મ કોઈપણ કોમ કે દેશના નેક માણસો તરફ માન ધરાવતો હોઇ આ સિદ્ધાંત સાથે પણ પૂરેપૂરો સંમત છે એમ કહી શકાય.

(૫) મનુષ્યજાતની સમાનતા અને ભાઇબંધી. મનુષ્યો દરેક રીતે સરખાં ન હોઇ શકે, પણ આપણે સૌ એકજ પિતાનાં ફરઝંદો છીએ, અને બહાઉલ્લાહે કહ્યું છે તેમ એકજ ઝાડનાં ફળ, એકજ ડાંખળીનાં પાદડાં અને એકજ ગુલશનનાં ગુલ સમાન છીએ. ઈશ્વરનું પિતૃત્વ

(fatherhood) અને મનુષ્યનું ભ્રાતૃત્વ (brotherhood) દરેક ધર્મમાં જણાશે, પરંતુ જ્યાં રાષ્ટ્રીય, આર્થિક, સામાજિક યા ધાર્મિક દૃષ્ટિએ ઉચ્ચતા અને નીચતાનો ભેદભાવ મોટા પ્રમાણમાં હોય ત્યાં મનુષ્યની એકતા જળવાતી નથી, પરંતુ ત્યાં શોષણનીતિ (exploitation)નો સિતમ, ગુલામગીરીનો ગઝબ અને અસ્પૃશ્યતાનો અસહ્ય ત્રાસ નજરે પડે છે.

(૬) જીવનમાં શ્રદ્ધાની સાથે બુદ્ધિની પણ જરૂર રહે છે. આ બુદ્ધિવાદના યુગમાં સૌને જાણી અજાયબ લાગશે કે હઝારો વર્ષ પહેલાં ગાથામાંજ આપણા અષો પયગમ્બર સાહેબે કહ્યું છે કે એમનાં વચનો બુદ્ધિથી કસીને પછી સ્વીકારવાં (યશ્ન ૩૦–૨, અને ૪૫–૧). અંધશ્રદ્ધાની હિમાયત આપણા મઝહબમાં થઈ નથી, પણ અકલપસંદ હોઈ શકે એવી શ્રદ્ધાની ભલામણ કરવામાં આવી છે.

એજ બહાઈ સિદ્ધાંતમાં જણાવ્યું છે કે જગતને વિજ્ઞાન અને ધર્મની એક સરખી જરૂર પડે છે. અને જેમ ખરો ધર્મ વિજ્ઞાનથી વિમુખ નથી તેમ ખરૂં વિજ્ઞાન ધર્મથી વિરૂદ્ધ હોઈ શકે નહિ. આપણો ધર્મ અદ્યતન વિજ્ઞાન (uptodate science)ને દિલોજાનથી સ્વીકારે છે. અહુરમઝદને હરદમ તરક્કી પસંદ છે. જરથોસ્તી ધર્મ માત્ર મીનોઈ સુખ તરફ દૃષ્ટિ માંડી બેસી રહેવાનું કહેતો નથી, પણ જગકલ્યાણ મારફતે આત્મિક સુખ હાસલ કરવાનું કહે છે. કેટલાકોના કહેવા પ્રમાણે વંદીદાદમાં જણાતું આપણું વિજ્ઞાન તો તદ્દન જુનું પુરાણું અને હાલના જમાનાને કામ આવે તેવું નથી. ખરૂં, પણ એમ તો એક હઝાર વર્ષ પછી આજનું વિજ્ઞાન પણ તે વખતના લોકોને એવુંજ પુરાણું અને કદાપી હાસ્યજનક પણ લાગે. આપણાં ધર્મપુસ્તકો જે જે જમાનામાં લખાયાં તે તે જમાનાને બરતું જ્ઞાન અને વિજ્ઞાન રજુ કરે છે, પણ આપણો ધર્મ એમ સુચવતો નથી કે હવે જ્ઞાન અને વિજ્ઞાનનો અંત આવી ગયો માટે એ દિશામાં પ્રગતિ કરવાની જરૂર નથી. આપણા ધર્મના સત્વ (spirit) અનુસાર દરેક સાચો જરથોસ્તી uptodate science ને સ્વીકારશે, પરંતુ તેને ધર્મનીજ દૃષ્ટિએ આવકારી જનસમાજનાં હિત માટેજ તેનો સદુપયોગ કરશે.

(૭) દુનિયામાં ફરજયાત કેળવણી સૌને મળવી જોઇએ. છેક પુરાતન જમાનાથી આપણામાં કેળવણી ઉપર લગભગ ધર્મના જ જેટલું વજન મુકવામાં આવ્યું છે, બલ્કે કેળવણીને ધર્મનાજ એક અંગ તરીકે ગણવામાં આવી છે. હખામની જમાનામાં જે રીતની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી અપાતી હતી તેથી પ્રસન્ન થઈ ઝેનોફોન નામના એક જાણીતા યુનાની લેખક અને લશકરી સરદારે "સાઈરોપીડયા" નામનું નામીચું પુસ્તક ક્રિસ્તીસન પુર્વે ચોથી સદીમાં લખ્યું હતું. સાસાની જમાનામાં નોશેરવાનના રાજ્યમાં "જંદે શાહપૂર"ની યુનિવરસિટિમાં દેશપરદેશના વિદ્વાનો ભેગા મળતા. જરથોશ્તીઓની જ્ઞાન માટેની તલબ એટલી તીવ્ર હતી કે હઝરત નબી મુહમ્મદે એક દિવસ જણાવ્યું હતું કે જ્ઞાન જો સુરૈયા ( Pleiades નામના સિતારાના ઝુમખા ) ઉપર પણ હોય તો પારસના વતનીઓ ત્યાં પણ દોડી જઇને તે હાસલ કરી લેશે.

(૮) પુરુષ અને સ્ત્રીનો દરજ્જો સમાન છે. આ સમાનતા આપણા ધર્મમાં અને ખાસ કરી પુરાણા કાળમાં પૂરેપૂરી જોવામાં આવે છે. આપણામાં સ્ત્રી પુરુષની દાસી નહિ પણ સાથી છે; તેને કોઇ કાળે પરદો રાખ્યો નથી, તેને પણ સુદરેહ કુસ્તી પહેરાવવામાં આવે છે, તે પણ ક્રિયામાં ભાગ લઇ શકે છે અને તેનું પણ નામ નામગરણુમાં લેવામાં આવે છે. તેની જબાની કાયદાની અદાલતમાં લેવાઈ શકાય છે. ઘરમાં તે આર્થિક સ્વતંત્રતા ભોગવે છે અને તેની સંમતિ સિવાય તેનો ખાવિંદ તેની બેટીની શાદી કરી શકતો નથી. અલબત્ત, બહાઉલ્લાહે આવા આવા સવાલો હાલના જમાનાની દ્રષ્ટિએ જોઇ સ્ત્રીઓ માટે મતાધિકાર (right of voting)ની વાત કરી હશે અને કેળવણીમાં "ફરજીયાત કેળવણી" ઉપર ભાર મૂકયો હશે. એ સૌ બરહક છે મગર તે આજના આગળ વધેલા જમાનાની બરકત છે; પરંતુ જુના કાળમાં સ્ત્રી જાતીને લગતા જે કાંઇ ઉચ્ચ આદર્શો શકય હતા તે આપણા ધર્મમાં મળી આવે છે.

હવે બાકી રહેલા ચાર સિદ્ધાંતો તેના હાલના રૂપમાં આપણા ધર્મમાં મળતા નથી એ આપણે કબૂલ કરવું જોઇએ. તે મળી શકે એમ પણ નથી કેમકે પુરાણા યુગમાં એવા પ્રશ્નો હસ્તી ધરાવતા હતાજ નહિ. એમ છતાં આપણા ધર્મના સત્વ (spirit)થી આપણે આ ચાર સિદ્ધાંતો, જે નીચે આપવામાં આવ્યા છે, તેમને આવકારી શકીએ.

(૯) દરેક માણસને કામ મળવુંજ જોઇએ; કોઈપણ માણસ-ગરીબ યા તવંગર-આળસુ હોઈ શકે નહિ.

(૧૦) સમાજની એવી રચના થવી જોઈએ કે તેમાં બેહદ તવંગરી અને બેહદ ગરીબી હોઇ શકે નહિ.

આ બન્ને સિદ્ધાંતો અર્થશાસ્ત્રને લગતા છે અને જગતને સામ્યવાદ (Socialism) નો સંદેશ આપે છે. એનો ઉદ્દેશ જનસમાજનું કલ્યાણ હોવાથી આ સિદ્ધાંતોને બહાઈ ધર્મમાં સ્થાન અપાયું છે. બહાઉલ્લાહ જ્યારે ૧૮૧૭માં જન્મ પામ્યા ત્યારે બેનથમ અને રિકાર્ડો જેવા અર્થશાસ્ત્રીઓ હજી હયાત હતા, જ્યારે બહાઉલ્લાહ પોતે કાર્લ માર્ક્સ, જ્હૉન સ્ટુઅર્ટ મિલ અને જ્હૉન રસ્કિનના સમકાલીન હતા. તે વખતે Socialism ને લગતા સવાલોની ચર્ચા ચાલતી હતી અને તે બહા-ઉલ્લાહ જેવા બાહોશ પુરૂષથી છુપી રહી શકી હોય જ નહિ. એમને એ સિદ્ધાંતો લોકહિત માટે જરૂરી લાગ્યા અને તેમને બહાઈ ધર્મમાં સ્થાન મળ્યું. જરથોસ્તી ધર્મનો spirit આ સિદ્ધાંતોને જરૂર આવકારી શકશે. આપણામાં આળસને પાપ સમાન ગણ્યું છે, અને ઉદ્યોગ, મહેનત અને આશાવાદને સદગુણ સમાન વખાણ્યા છે. વળી સખાવત અને પરોપકારદ્વારા ગરીબોને સહાય કરવાનું આપણા ધર્મનું ખાસ ફરમાન છે, જે "યથા અહુ વઇર્યો" નાજ પાક કલામની છેલ્લી લીટીઓમાં આપણે દિવસનાં અનેકવાર પઢીએ છીએ. પરંતુ આપણાં ધર્મપુસ્તકો લખાયાં ત્યારે પશ્ચિમનાં અર્થશાસ્ત્રનો જન્મ પણ થયેલો નહિ હોવાથી આવા Socialismના સિદ્ધાંતો આપણા ધર્મમાંથી મળી આવે એમ નથી.

(૧૧) પ્રજાસંઘ (League of Nations), આંતરરાષ્ટ્રીય લવાદીની અદાલત (International Arbitration Board), અને વિશ્વવ્યાપી સુલેહશાંતિ (Universal Peace)ની આવશ્યકતા.

(૧૨) આંતરરાષ્ટ્રીય સર્વમાન્ય ભાષાની જરૂર.

આ છેલ્લા બે સિદ્ધાંતો રાજકારણને લગતા છે. ૧૯મી સદીમાં જ League of Nations, યુદ્ધ નિવારણ (abolition of war) અને કાયમી સુલેહ વિગેરે પ્રશ્નો ચર્ચાવા માંડયા હતા. છેક ૧૮૩૭ અને ૧૮૪૨ની વચમાં લખાયલાં "લૉકસલી હૉલ"ના કાવ્યમાં ઇંગ્લંડના રાજકવિ લૉર્ડ ટેનિસને કલ્પના કરી હતી કેઃ–

"Till the war-drum throbbed no longer, and the battle-flags were furled
In the Parliament of man, the Federation of the world:"

અને એ રીતે તેમણે પ્રજાસંઘ અને કાયમી સુલેહની ભાવનાનો પડઘો પાડયો હતો. તે સમયે—આશરે ૧૮૪૦માં—બહાઉલ્લાહ માત્ર ૨૩ વર્ષની કાચી વયના હોવા જોઇએ. હજી સુધી એ પ્રશ્નોની ચર્ચા ચાલુજ છે અને બહાઇઓ તેમાં ઉમંગથી ભાગ લે છે તે જોઇ આપણે ખુશી છીએ. મગર આ છેલ્લા ચાર સિદ્ધાંતો બહાઉલ્લાહેજ પ્રથમ જગત સમક્ષ ધર્યા એમ માનવું મુસ્કેલ છે. એ સવાલોનો વાદવિવાદ બહાઉલ્લાહની જિંદગી દરમ્યાન ચાલુજ હતો અને તેથી બહાઇધર્મમાં તે સિદ્ધાંતો સ્વાભાવિક રીતે દાખલ થવા પામ્યા. જગતમાં એક ભાષા બોલાતી હોય તો ભાઇબંધી અને સમજુતી વધે અને નાશકારક યુદ્ધો ફાટી નિકળવાના સંભવો ઘટે એવા ઉદ્દેશથી ડૉ. ઝામેનહૉફ નામના પોલૅંડના એક નેત્રવૈદ્યે "ઍસ્પૅરૅન્ટો" ભાષાની શોધ કરી અને ૧૮૮૭માં તે જાહેર થઇ. ડૉ. ઝામેનહૉફ પણ બહાઉલ્લાહના સમકાલીનજ હતા, અને "ઍસ્પૅરૅન્ટો" જેવી સર્વમાન્ય ભાષાની અગત્યને બહાઇધર્મમાં કુદરતી રીતે સ્થાન મળ્યું. આપણા કદીમ ધર્મમાં League of

Nations અને "ઍસ્પેરેન્ટો" જેવી ચર્ચાઓની શક્યતા પણ ક્યાંથીજ હોય ? તેમ છતાં યશ્ન ૧૨, ૯માં વર્ણવ્યા પ્રમાણેની "હથિયાર છોડવનારી" આપણી દીનનો spirit દુનિયામાંથી લડાઇનું મહાદારૂણ દુઃખ દફે કરનારા દરેક વાજબી સાધનને આવકારશે અને તેને ટેકો આપવા હરદમ તૈયાર રહેશે.

જરથોસ્તીઓએ પણ જરૂર જાણવું જોઇએ કે "અમારો ધર્મ મહાન છે" એમ બોલીને બેસી રહેવાના દહાડા હવે ગયા છે. આપણે એક પ્રગતિમાન યુગમાં જીવીએ છીએ, અને **પ્રગતિ ન કરવી એ પીછેહઠ કરવા બરાબર છે.** હવે નવા ધર્મો અને ધાર્મિક પંથો નિકળ્યા જાય છે અને તેઓ આધુનિક પ્રશ્નો ઉપર ચર્ચા કરી આપણા જવાનોને આકર્ષે છે. હવે વખત એવો આવ્યો છે કે આપણા ધર્મના spiritની દૃષ્ટિએ હાલનું અર્થશાસ્ત્ર, હાલનું રાજકારણ, હાલનું વિજ્ઞાન, હાલનું વૈદક, હાલની કેળવણી, અને ટુંકમાં હાલની સંસ્કારિતા (culture) કેવાં હોઈ શકે તે ઉપર પુસ્તકો લખાવાં જોઇએ. જ્યારે તે લખાવા પામશે ત્યારે આપણને લાગશે કે ધર્મ તે કાંઈ જુની પુરાણી ચીઝ નથી, પણ મનુષ્યજીવનનો અનેક દિશાએ ઉત્કર્ષ કરનારૂં અને સન્માર્ગે પ્રેરનારૂં એક હરદમ જીવતું જાગતું સાધન છે. એવાં એક પુસ્તકની રૂપરેખા દસ્તુર ડૉ. ધાલ્લા જેવા સમર્થ વિદ્વાન જો દોરી આપે અને આપણા ધર્મને આ રીતે modernize કરવામાં (હાલના જમાનાને બરનો બનાવવામાં) ભાગ લે, તો બીજા વિદ્વાનો જરૂર તેઓને પગલે ચાલી શકશે, અને આપણા જવાનોનું લક્ષ બીજા ધર્મો પ્રત્યે નહિ પણ આપણાજ મઝહબ તરફ દોરાશે.

બહાઈ ધર્મથી ખાસ કરીને ઇરાનમાં સુધારાવધારાને વેગ મળ્યો એ ના પાડી શકાય એમ નથી. મુલ્લાઓનું જોર તોડવામાં, ધર્મજનુનને દફે કરવામાં, સ્ત્રીઓને પરદાની પીડામાંથી અને પુરુષોના પંજામાંથી રાહત અપાવવામાં અને હરેક પ્રકારના સમાજસુધારામાં બહાઇઓએ ઉપયોગી ફાળો આપ્યો છે. એમ છતાં કહેતાં દિલગીરી ઉપજે છે કે

જાણે જે પણ દુનિયામાં થયું તે બહાઈઓથીજ થયું એમ એઓ માનતા લાગે છે. "ઈરાને નવ" (હાલનાં ઇરાન)માં જે કાંઈ મહાભારત સુધારાઓ થયા છે તેનો મોટે ભાગે જશ તો બહાઇઓને નહિ પણ સૈયદ જમાલુદ્દીન અલ અફ્ગાન અને નામદાર આલી હઝરત રઝાશાહ પહેલવીને ફાળે જવો જોઇએ. તુર્કી પણ secularize (ધાર્મિક હેતુઓને ઠેકાણે દુન્યવી હેતુઓથી દોરવાતું) થઇ ગયું છે અને ત્યાં પણ ધર્માંધતાનો દોર તુટયો છે, જુવાનોને વતનપરસ્તી (patriotism) નો જોશ ચઢયો છે, સ્ત્રીઓ સ્વતંત્ર છે અને અનેક પ્રકારના ક્રાન્તિકારી (revolutionary) ફેરફારો તેમાં થઈ રહ્યા છે; તે સઘળાંની કીર્તિ બહાઈઓ પોતે એકલા ખાટવા માગે તે બરહક નથી; મોટે ભાગે તે સઘળાંનું માન ગાઝી મુસ્તફા કમાલપાશા, જેઓ અતાતુર્ક યાને તુર્કીના પિતાને નામે મશહુર હતા, તેમને મળવું જોઈએ.

બહાઉલ્લાહે જીંદગીનાં ઘણાં વર્ષો બંદીખાનામાં કાઢયાં અને છેવટે ૧૮૬૨માં તેઓને અક્કામાં તુર્કી સરકારે જીંદગીભરના કેદમાં રાખ્યા હતા. ત્યાંથી દુનિયાના રાજવીઓ ઉપર એઓએ અનેક પત્રો લખ્યા હતા, અને પોતાની દીન સ્વીકારવા વિષે સૌને આગ્રહ કર્યો હતો, પરંતુ મોટે ભાગે એ પત્રોની અવગણના કરવામાં આવી હતી. એનો તુલોતવીલ અહેવાલ બહાઇ ધર્મના હાલના વડા મી. શોઘી એફેન્દીની "The Promised Day is Come"નામની કેતાબમાં આપવામાં આવ્યો છે. ફ્રાન્સના શહેનશાહ ત્રિજા નેપોલિયનને તો બહાઉલ્લાહનો પત્ર વાંચી કહ્યું કે આ માણસ જો એક ખુદા હશે તો હું બે ખુદા બરાબર છું! જ્યારે ૧૮૭૦માં સિડનના મયદાને જંગમાં તે શહેનશાહ જરમનોને હાથે શિકસ્ત પામી નાસભાગમાં પડયો ત્યારે બહાઇઓએ જણાવ્યું કે તેની આ લાચાર સ્થિતિ તો બહાઉલ્લાહ તરફ તેને દેખાડેલી ગુસ્તાખીનું પરિણામ હતું. તે વખતના નામદાર પોપે પણ બહાઉલ્લાહના પત્રની યોગ્ય કદર કરી નહિ. પછી જ્યારે ૧૮૭૦માં નવા નિમાયલા ઈટલીના રાજા વિકટર ઇમેન્યુએલે વૅટિકન

સિવાય પોપની તમામ જાગીરો ઉપર ત્રાપ મારી ત્યારે બહાઇઓએ કહ્યું કે પોપને તો માત્ર બહાઉલ્લાહ પ્રત્યે બતાવેલા તિરસ્કારનું ફળ મળ્યું હતું. રશ્યાના ઝારે પણ બહાઉલ્લાના પત્રની દાદ લીધી નહિ; તેના પરિણામે બહાઈઓના કહેવા મુજબ ૧૯૧૭ વાળાં મહાયુદ્ધમાં ઝારશાહીજ નાબુદ થઇ, ગ્રીક ચર્ચ અને મઠો પરાગંદે થઇ ગયાં, તેમની જગ્યાએ સંગ્રહસ્થાનો અને કેતાબખાનાં બંધાયાં, અને બૉલશેવિક રાજ્યતંત્રની સ્થાપના થઇ. જરમન બાદશાહનું પણ બહાઉલ્લાહ તરફ વર્તન આવુંજ હોવાથી જરમનીનો પણ ૧૯૧૮માં બરગશ્તે દિવસ આવ્યો.

ઈંગ્લંડમાં મહારાણી વિકટોરિઆએ બહાઉલ્લાહનો પત્ર વાંચી તેમનો ધર્મ સ્વીકાર્યો તો નહિ પણ તેઓ એમ બોલ્યાં કે આ સઘળું જો ખુદા તરફથી હશે તો તે કાયમ રહેશે, અને નહિ તો પણ તે નુકસાનકર્તા તો નથીજ. આવા સમાધાનભર્યા જવાબથી મહારાણી બહાઉલ્લાહની ખફગીમાંથી બચી ગયાં, અને પરિણામે ઇંગ્લંડનો સિતારો હજી બુલંદ રહેવા પામ્યો છે એમ બહાઇઓ માને છે. ઇરાનમાં બહાઇઓ ઉપર પારવિનાનો સિતમ ગુજરવા પામ્યો તેને પરિણામે ઇરાનમાંથી તેના કાજારવંશના છેલ્લા તાજપતિ એહમદ-શાહ પદભ્રષ્ટ થયા બાદ કાજારવંશજ નીસ્તો નાબૂદ થઇ ગયો, અને તેની રાજ્યગાદી ઉપર હાલ પહેલવીવંશના શાહેનશાહ બિરાજ-માન થાય છે. બહાઇઓ ઉપર તુર્કીમાં થએલા જુલમને લીધે તે દેશ ઉપર પણ બહાઉલ્લાહનો ક્રોધ ઉતર્યો હતો; તે કારણે સુલતાન અબદુલ મજીદ બીજાને રાજ્યપદ છોડવું પડયું અને સદીઓ સુધી સલ્તનત ભોગવી ગએલી ખિલાફતજ ફના થઇ ગઇ અને તુર્કીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું.

આ રીતે જ્યાં પણ અનિષ્ટ બનાવો બની ગયા તે સઘળા બહાઉલ્લાહને તિરસ્કારવાથી થવા પામ્યા એમ બહાઇઓ માને છે. આ માન્યતા કબૂલ રાખીએ તો આપણી સાદી સમજનો ભોગ આપેલો કહેવાય. કદાચ એકાદ દાખલામાં આવો બંધ બેસી ગએલો સંજોગ ઉભો થયો પણ હોય, પણ તેથી જે પણ થયું તે બહઉલ્લાહના

શાપથીજ થયું એમ કહેવું તે અતિશય વધારે પડતું છે. જરમની અને રશ્યાના બાદશાહોએ બહાઉલ્લાહની અવગણના શુમારે ૧૮૭૦ની આસપાસ કરી હશે, ત્યારે રહી રહીને છેક ૧૯૨૦માં તેમની અવદશા થઈ! રાજ્યોની ચઢતી પડતી તો તવારીખમાં સાધારણ છે અને બહાઉલ્લાહની હસ્તી પહેલાં અને પછી પણ આ હાલત ચાલુ હતી, છે અને રહેશે, માટે જે કોઈની પડતી આવી તે એમના શાપથીજ આવી એમ કહેવું કુઝુલ લાગે છે ગયા મહાયુદ્ધમાં ભલભલા તાજ-પતિઓનાં તાજ ઉડી ગયાં તે સઘળાઓને શું બહાઉલ્લાહ સાથે નિસબત હતી? ચાલુ જમાનામાં રાજસત્તાઓ (monarchies) ખોરવાઈ જાય છે અને પ્રજાતંત્રો (democracies) અથવા સર-મુખત્યારશાહી (dictatorships)ની સ્થાપના થતી જાય છે, તેની સાથે બહાઉલ્લાહની નેક યા બદ દુઆને શું સંબંધ હશે તે સમજાતું નથી. તકરારને ખાતર એમ માની લો કે ઈરાન અને તુર્કી modernize અને secularize થયાં તે બહાઉલ્લાહના શાપથી થયાં, તોપણ ચીન હાલમાં secularize થતું જાય છે તેમાં બહાઉલ્લાહની અસર ક્યાંથી આવી? હાલમાં આખી દુનિયામાં modernization અને secularizationનો ચોતરફથી વા વાય છે તેમાં અહીં, ત્યાં અને સઘળે જે કાંઈ થયું તે બહાઉલ્લાહની અસરથી થયું એવી માન્યતા ફેલાવતાં બહાઇ આગેવાનો બાઝ રહે એવી આપણે આશા રાખીશું.

બહાઈઓ કહે છે કે એક જુનો પુરાણો ધર્મ એક જુનાં ફાટાં તુટાં વસ્ત્ર સમાન છે જેનો ત્યાગ કરી નવું બહાઈ ધર્મ રૂપી વસ્ત્ર ધારણ કરવું જોઇએ. આ સરખામણી ખોટી અને ભૂલાવો ખવાડનારી છે. ધર્મ પ્રત્યે જો તેના અનુયાયીઓ બેપરવા રહે તો થોડાજ વખતમાં તે ધર્મ ઉપર કાટ ચઢી જાય, એટલું જ નહિ પણ તે નાબૂદ પણ થવા પામે. દાખલા તરીકે ધર્મની હરદમ હાંસી કરનાર નાસ્તિકોનાં દિલમાં અને બહાઈ બની ગએલા પારસીઓનાં હૃદયમાં જરથોસ્તી ધર્મ નાબૂદ થયો હોય તો નવાઈ નથી. મગર જ્યાં એક મઝહબ ઉપર

તેના શાગિર્દોની ખરાં યકીનથી ફિકરગીરી હોય, જ્યારે તે મઝહબ બિનજરૂરી ક્રિયાકામ અને રીતરિવાજના બોજ હેઠળ દબાઈ ગયો ન હોય, અને જ્યાં સુધી તે દીનમાં જીવનશક્તિ (vitality), સમયાનુસાર વર્તન રાખવાની શક્તિ (adaptability) અને સુધારક અથવા સંરક્ષક રીતિ જાળવવાની શક્તિ (elasticity) ચાલુ રહી હોય, ત્યાં સુધી તે મઝહબ અતિ પુરાણો હોવા છતાં કાયમનો જુવાન, બળવાન અને ફળદાયક રહે છે, અને તેને બદલી બીજા તરતના ઉગી નિકળેલા ધર્મમાં જવું એ કમસમજનું પરિણામ કહેવાય. અલબત્ત આપણા ધર્મમાં સુધારાને સ્થાન છેજ નહિ, એમ કોઇ કહેતું નથી. સુધારાની જરૂર તો બદલાતા સંજોગોમાં દીની આઇન, તરીકત અને રીતરિવાજોમાં ચાલુ જ રહેવાની. માટે પારસીઓએ બારે માસ જાગૃત રહીને પોતાના મઝહબને જમાનાને બરનો બનાવવાનો સતત પ્રયાસ કરવો જ જોઇએ, નહિં તો ઊંઘમાં પડેલાં સસલાં કરતાં ધીમી ચાલના કાચબાઓ આગળ નિકળી જવાનો ભય રહે છે.

છેવટે એક વધુ અગત્યના દાવાની કાંઈક લંબાણ તપાસ લઇશું. બહાઇઓનાં મત પ્રમાણે બહાઉલ્લાહ તે જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં વર્ણવેલા શાહ બહેરામ વરજાવંદ પોતે છે, માટે જરથોસ્તીઓએ તેમને કબૂલ રાખવા; એટલું જ નહિ પણ બહાઉલ્લાહ તે દરેક ધર્મમાં વર્ણવેલા ભવિષ્યમાં આવનાર મહાન આત્મા છે માટે આખી દુનિયાએ બહાઉલ્લાનો દાવો મંજુર રાખવો. આ છાતી બેસાડી દે એવો જબરદસ્ત દાવો સાબેત પણ કેમ થતો હશે તે સમજાતું નથી. મહાન પુરુષોએ પોતાની અને પોતાનાં શિક્ષણોની મહત્તા ઉપર ભરોસો રાખવો જોઈએ, નહિ કે અનેક પ્રકારના ખરાખોટા દાવાઓ ઉપર. પયગમ્બરો અને તેમના શાગેર્દો પણ આ નબળાઇને વશ થઇ ગયા છે તે અફસોસકારક છે. એક પયગમ્બર કહે છે કે તેમની પહેલાં જે ભવિષ્યવાણી થઇ હતી તે તેમનાથી જ બર આવી છે; પછી તેઓ પોતે આગાહી કરી જાય છે અને ૫૦૦ કે ૧૦૦૦ વર્ષ બાદ કોઈ બીજા

પયગમ્બર આવીને કહે છે કે તે આગાહી તેમના પોતામાં પાર પડી છે. અને એ પ્રમાણે કદીમ જમાનાથી ચાલ્યા જ કરે છે; અને તેથી પયગમ્બરોનાં આગમન દરમ્યાન અને તે બાદ આવી આગાહીઓ અને આવા દાવાઓને અંગે પુષ્કળ વિખવાદ અને ખુનામરકી પણ થાય છે. તેથી ધર્મ પુસ્તકોમાં આવતી આવી આગાહીઓ જગતને ત્રાસરૂપ થઇ પડી છે.

બાઇબલમાં ઇસાઈયાહ, ડાન્યલ અને રેવેલેશનની કેતાબોમાં અનેક આગાહીઓ કરવામાં આવી છે, અને ફ્રાન્સનો જગપ્રસિદ્ધ લેખક વૉલ્ટેર, જે એક નાસ્તિક હતો, તેણે આ ભવિષ્યવાણીઓની બેરહેમ મશ્કરી કરી તે ઉપર સમસમતી ટીકા પણ કરી છે. આ ભવિષ્યવાણીઓ હમેશાં અચોક્કસ અને અસ્પષ્ટ અને કેટલીક વેળાએ અલંકારિક ભાષામાં લખાયલી હોય છે, અને તેથી તે અમુક જ જમાનાને અથવા અમુક જ પયગમ્બરને લાગુ પડે છે એમ કહેવું અત્યંત મુશ્કેલ થઈ પડે છે. કદાચ તે ભવિષ્યવાણી બર આવી પણ ગઇ હોય, અથવા હવે પછી આવનાર પયગમ્બરમાં બર આવવાની હોય એવો સંશય આપણને ચાલુ થયા જ કરે છે. ૧૬મી સદીમાં નૉસ્ટ્રેડેમસ નામનો એક મહાન નજુમી ફ્રાન્સમાં થઇ ગયો :અને તેણે કાંઇક સદીઓ સુધી દુનિયામાં શું બનશે તેની આગાહીઓ કરી છે, પણ તેની અમુક રાજા યા લડાઇ યા દુકાળ વિષેની આગાહી પાર પડી ગઇ, કે પડે છે, કે હવે પછી પડવાની છે તે ચોકસ કહેવાઈ શકાતું નથી. નથી કહેવાઈ શકાતું તેમાં જ લાભ છે, નહિ તો “અમારા પયગમ્બરે તમારી મઝહબી આગાહી પાર પાડી આપી” એવો દાવો કરવાથી મતભેદ અને ફિસાદ ટંટાનો પાર રહે નહિ. કેટલાક મુસ્લિમો કહે છે કે તેમના નબી હઝરત મુહમ્મદ તે ભવિષ્યમાં આવનાર આપણા સોશયંત હતા, જે અલબત આપણને કબૂલ હોય જ નહિ. જીસસે આવી મસીહા હોવાનો દાવો કર્યો, જેનો યહુદીઓ સ્વીકાર કરતા નથી. હઝરત નબી મુહમ્મદે આવી Paraclete ને નામે ન્યુ ટેસ્ટામૅન્ટના

સૅંટ જ્હોન ૧૪-૧૬ અને ૨૬માં ઓળખાતા મહાન આત્મા હોવાનો દાવો કર્યો તે ખ્રિસ્તીઓ મંજુર રાખતા નથી. મુહમ્મદ સાહેબ પછી બીજા કોઈ પયગમ્બર થશે જ નહિ એમ જણાવી ઇસ્લામે આ બાબત ઉપર ઢાંકણ વાળ્યું છે.

પણ ઢાંકણ એમ વાળેલું વળતું નથી, કેમકે મહાપુરૂષોની પરંપરા તો ચાલુ જ રહી અને આગાહીઓ પાર પાડવાના દાવાઓ પણ ઉઠતા જ રહ્યા. આવા બનાવોની જાણે અગમચેતી થઇ હોય તેમ જીસસ ક્રાઈસ્ટે મૅથ્યુ ૨૪-૧૧માં ચેતવણીનો સૂર કાઢયો કે "Many false prophets shall rise and shall deceive many." વળી કુરાન ૬-૯૩માં કહે છે કે:-"But is any more wicked than he who deviseth a lie of God, or saith, 'I have had a revelation' when nothing was revealed to him? And who saith, 'I can bring down a book like that which God hath sent down?' But couldst thou see when the ungodly are in the floods of death, and the angels reach forth their hands, saying, 'Yield up your souls:—this day shall ye be recompensed with a humiliating punishment for your untrue sayings about God, and for proudly rejecting his signs.'" આટલી તાકીદો અને ધાકધમકીઓ છતાં મહાન આત્માઓનો સિલસિલો તો ચાલુ જ રહ્યો, અને છેવટે ગઇ સદીમાં બહાઉલ્લાહ સાહેબે ફક્ત શાહ બહેરામ વરજાવંદ નહિ પણ દરેક ધર્મશાસ્ત્રમાં જે ભવિષ્યના તારકની આગાહી કરવામાં આવી છે તે તારક પોતે જ છે એમ જાહેર કરીને અવધિ જ કરી દીધી છે. બહાઉલ્લાહ ભવિષ્યમાં આવનાર ક્રાઈસ્ટ વિગેરે છે એવો એમનો દાવો તદ્દન અસંતોષકારક અને બિલકુલ લુલી દલીલો ઉપર રચાયેલો છે. મગર પારકા ધર્મોને લગતા દાવાઓ ઉપર લક્ષ નહિ આપતાં શાહ

બહેરામ બનવાનો જે દાવો એઓએ અથવા એમના વતી એમના શાગેર્દોએ પેશ કર્યો છે તેની જ અત્રે તપાસ હાથ ધરીશું.

ભવિષ્યના તારકનું જ્યારે આગમન થશે ત્યારે દરેક ધર્મપુસ્તક પ્રમાણે દુનિયામાં અધર્મ, દુઃખ અને દુર્ગુણ સઘળે ફેલાઇ જશે, સિતમની ઝડી વરસશે અને ખુનરીઝી અને કત્લેઆમનો પાર રહે નહિ. હવે કોઇ પણ સદી એવી નહિ ગઇ હોય કે જ્યારે દુનિયાનાં કોઇક ખુણામાં લડાઇ નહિ ફાટી હોય અને જોરજુલમ અને સિતમગારોની વર્ષાઋતુ નહિ બેઠી હોય. ત્યારે કોઈ પણ ભયંકર લડાઈ દરમ્યાન, દાખલા તરીકે જ્યારે જંગીઝખાન અને મોંગોલ લશ્કરે ૧૩મી સદીમાં જહાનને લોહીથી તરબોળ કરી તે વખતે, જો કોઈ પયગમ્બરે ફૂટી નિકળી શાહબહેરામ બનવાનો દાવો કર્યો હોત તો તેને પણ માનનારા શાગેર્દો સહેલાઈથી મળી ગયા હોત. ખુદ આ આફતકારક લડાઈ જે હજી ચાલે છે તે દરમ્યાન કોઇ પેયગમ્બરે આવીને શાહ બહેરામ બનવાનો દાવો નથી કર્યો તે આપણી ખુશનસીબી છે, નહિ તો તે જરૂર એવી દલીલ કરત કે આના જેવું ખોફનાક જંગ અને આના જેવી દુનિયાની બરગશ્તે હાલત કોઇ કાળે હોઇ શકે નહિ, માટે તેને માન્ય રાખવો! બહાઈઓ ભૂલી જાય છે કે હરેક લડાઈ તેની પહેલેની લડાઈ કરતાં વધુ ગજબનાક હોય છે, અને દુનિયાની હાલત કોઇવાર સારી તો કોઇ વાર નબહેતર જણાય છે. માટે જગતની સ્થિતિ અત્યંત ભયંકર છે એમ ૧૯મી સદીનાં ઈરાન ઉપરથી સમજી લઇ પોતાના પયગમ્બરને શાહ બહેરામ માની લેવાની શિતાબી બહાઇઓએ કરી છે તેની સાથે સમજદાર વર્ગ સંમત થઇ શકશે નહિ.

બહાઉલ્લાહ શાહ બહેરામ છે એવો મુદ્દો પેશ કરનારાઓને આપણા ધર્મનું બારીક જ્ઞાન હોય એ બહુ શકભર્યું છે. બહેરામ વરજાવંદ એક જરથોસ્તી તરીકે આવશે અને કોઈ જુદ્દીનની મકદુર નથી કે પોતે શાહ બહેરામ હોવાની વરાળ પણ મોઢામાંથી કાઢે. આવા વાહીયાત દાવાથી જરથોસ્તીઓની લાગણી

કેટલી દુખાય છે તેનું ભાન બહાઇઓને હોય એવું લાગતું નથી. આ દાવો જો કોઈ બેખબર પારસીઓ તરફથી મંજુર કરવામાં આવે તો સદી બે સદી બાદ કોઈ બીજા પયગમ્બર ઉભા થઇ શાહ બહેરામ હોવાનો પોતાનો હક રજુ નહિ કરશે તેની શી ખાત્રી? બહાઇઓ પોતાના ધર્મનો શાંતિથી પ્રચાર કરી શકે છે, પરંતુ બીજા ધર્મોમાં દખલગીરી કરી તે ધર્મોની ભવિષ્યવાણીઓ પોતાના પયગમ્બરથી પાર પડી ગએલી જણાવીને તેઓએ બીજા ધર્મો સાથે નાહકની અથડામણ ઉભી કરી છે. શાહ બહેરામ હોવાનો જે દાવો હઝરત આઝરકયવાન કે બહેસ્ત બેહરેહ બહેરામશાહ શ્રોફ કે મહેરબાબા જેવા કોઇ જરથોસ્તી આબેદોએ પણ આજ સુધી કરવાની હિમ્મત કરી નથી તે એક જુદ્દીન પુરૂષ કરવાની સરકશી કરે તે જરથોસ્તીઓનાં દિલ અત્યંત આઝુરદેહ કરનારૂં છે, અને તેથી આ કઢગા દાવા તરફ આપણે પૂરેપૂરી નફરત બતાવવી જોઇએ.

બહાઈઓને ખબર હોય એમ લાગતું નથી કે બહેરામ વરજાવંદનું નામનિશાન ગાથામાં તો શું પણ અવસ્તાના પુસ્તકોમાં પણ મળતું નથી. ફ્રવરદીન યસ્તમાં કૈયુમર્સથી તે સોશયંત સુધીના ઇરાની વીરોને યાદ કર્યા છે મગર તેમાં શાહ બહેરામનું નામ નથી. ઝમયાદ યસ્તમાં ફ્રશોકેરેતીનું વર્ણન છે ત્યાં ફ્રશોકેરેતી કરનાર મહાપુરૂષોનાં નામ અપાયાં છે પણ તેમાં બહેરામ વરજાવંદ વિષે એક શબ્દ પણ નથી. વંદીદાદ ૧૯,૫માં સોશયોસ વિષે ઇશારો છે, શાહ બહેરામ માટે નહિ. બુનદેહશ જેવી અરબોની જીત પછીથી લખાયલી પહેલવી કેતાબમાં પણ તેના ૩૦મા બાબમાં રસ્તાખીઝ અને તને પસીનનું બેયાન છે, મગર શાહ બહેરામ માટે તો ચુપકીદી જ છે. જ્યારે શાહ બહેરામનું નામ અવસ્તામાં અને સત્તાવાર ગણાતાં પુસ્તકોમાં જડતું નથી ત્યારે તે કયાં પુસ્તકોમાં આવે છે તે હવે આપણે જોઇએ.

શાહ બહેરામનું માત્ર નામ દુઆ તનદરૂસ્તીમાં આવે છે. ચિથ્રેમ બુયાદ નામની ત્રણ પાનાની પાઝંદ સેતાયશમાં અષો ઝરથુસ્ત્રના બેટા

હોશેદર અને શાહ વિસ્તાસ્પના બેટા પેશોતનની સાથે "હિમ્મતવાન શાહ બહેરામ" વહેલા પધારી અષોઈ અને ઇનસાફનું સામ્રાજ્ય સ્થાપે એવી દુઆગુઝારી ફક્ત ચાર પાંચ લીટીઓમાં કરવામાં આવી છે. પારસીભાઇઓની માનીતી જામાસ્પીમાં શાહ બહેરામ વિષે વર્ણન છે ખરૂં, પણ એ પંચમેળ ખિચડીને સત્તાવાર પુસ્તકનું નામ આપવું એ હસવા સરખું છે. સ્પીતમ ઝરથુશ્ત્રના દામાદ મહાન જામાસ્પના નામ સાથે સંબંધ ધરાવતી આ જામાસ્પીમાં તો યુનાની હકીમો અને મુસ્લિમ નવીસંદાઓએ જેમ ફાવ્યું તેમ પોતા તરફથી ઉમેર્યું છે, અને પરિણામે મારનામુ (અમુક દિવસે અને સંજોગો વચ્ચે સાપ જોવામાં આવે તો શું થાય તેનું બયાન), સોગંદનામું, વૈદકનામું અને છેવટે ફાલનામું પણ તેમાં પેસી ગયાં છે. શાહબહેરામને લગતું મુફસ્સલ બયાન ઝંદેવાહુમન યશ્ત નામની છેક પાછલા વખતમાં લખાયલી કેતાબમાં મળે છે ખરૂં, પણ Sacred Books of the Eastની હારમાળામાં આ પુસ્તક પ્રગટ કરનાર પહેલવીના ખાસ ઉસ્તાદ ડૉ. વૅસ્ટના મત પ્રમાણે એ સત્તાવાર નથી. આવતા વખતની આગાહી કરનારાં આ પુસ્તકમાં અહુરમઝદ ઝરથુશ્ત્રને ઇરાની પ્રજા અને ઝરથુશ્તી ધર્મની હાલત ભવિષ્યમાં કેવી થશે તેનો ચિતાર આપે છે. જિજ્ઞાસુ વાંચકને બેહમન યશ્તનો ગુજરાતી તરજુમો એરવદ રૂસ્તમજી જા. મહેરજીરાણાએ પ્રગટ કરેલી "રિવાયતે દસ્તુર દારાબ હમજીયાર" માંથી પણ મળી શકશે.

જ્યારે શાહ બહેરામનું નામ સત્તાવાર ગણાતાં પુસ્તકોમાં મળતું નથી ત્યારે બહાઈઓ સોશયંત, હોશેદર અને પેશોતનનાં નામો મુકી દઈને શાહ બહેરામનું નામ શા કારણસર લઈ બેઠા છે તે હવે આપણે જોઇએ. ૧૯મી સદીના ઇરાની જરથોસ્તીઓ સામાન્ય રીતે અજ્ઞાનના ઘોર અંધકારમાં ડુબેલા હતા. તેઓને મનથી સત્તાવાર અને બિન-સત્તાવાર પુસ્તકો અને સોશયંત, હોશેદર અને શાહ બહેરામનાં નામો સૌ સરખાં જ હતાં, અને ગાથા અને અવસ્તાનાં પુસ્તકોને

ઠેકાણે જામાસ્પી અને અર્દાવિરાફનામા જેવી કિતાબોથી તેઓ વ
દોરવાતા. વળી ૧૯મી સદીમાં પણ મુસલમાનો તરફથી ઇરાની
જરથોસ્તીઓ ઉપર અતિશય જુલમ ગુજરતો હતો. તેઓ અસ્પૃશ્ય
હોય તેમ તેઓના રહેવાના મહોલ્લા જુદા હતા. તેઓને ખાસ જુદે
પોશાક પહેરવો પડતો; તેમનાથી ઘોડેસવારી થતી નહિ, અગર ઘોડે
બેઠા હોય અને ગમે એવો નાચીઝ મુસ્લિમ સામે આવતે
દેખાય તો ઉતરી જવું પડતું; તેમનાં ઘરોનાં છાપરાં એક મુસલમાનને
હાથ લાગે એટલાં નીચાં બાંધવાં પડતાં: તેઓને ચશ્મા પહેરવાને
યા છત્રી ઓઢવાની પણ બંધી હતીઃ ટુંકમાં ડગલે ને પગલે મુસલમાને
કરતાં તેઓ હલકા અને ઉતરતા છે એવું એમને ઝબરદસ્તીથી ફોક
ટનું ભાન કરાવવામાં આવતું. બહાઇઓએ પણ મુસ્લિમોને હાથે
પુષ્કળ ત્રાસ વેઠેલો હોવાથી તેમની અને જરથોસ્તીઓ વચ્ચે એક
પ્રકારની દુઃખની ભાગીદારી અને અરસપરસ દિલસોઝીની લાગણી સ્વા
ભાવિક રીતે બરપા થઇ. જ્યારે જરથોસ્તીઓ પોતાની પરેશાન હાલતમ
અફસોસ કરી શાહ બહેરામ ક્યારે આવી ઇનસાફનો સતયુગ શરૂ કર
તેની આતુરતાભરી આરઝૂ રાખતા, ત્યારે બહાઇઓ બહાઉલ્લાહ તેજ
શાહ બહેરામ છે એમ કહી તે ગરીબ અજ્ઞાન જરથોસ્તીઓને ગુમરાહ
બનાવતા. આ રીતે મુસલમાનોના જુલમથી છુટવા જતાં ઘણા ઇરાની
જરથોસ્તીઓ બહાઇ ફંદામાં ફસાયા અને આ પ્રમાણે ચુલામાંથી નિકળ
પેણમાં જઇ પડયા.

પણ એમ માની લઇએ કે શાહ બહેરામનું બેયાન સત્તાવા
પુસ્તકોમાં આવ્યું છે તો પણ તે બેયાન બહાઉલ્લાહને બિલકુલ બંધ
બેસતું નથી; અને તે બંધબેસતું માની લેવાની ખોટી કલ્પના
બહાઇઓની બેખબરીનો બીજો સબળ પૂરાવો છે. શાહ બહેરામ
એક જરથોસ્તી તરીકે આવશે, જુદ્દીન તરીકે નહિ. એમનો જન્મ
હિન્દુસ્તાન અને ચીનની વચ્ચેનાં એક શહેરમાં થશે, જ્યારે બહાઉલ્લાહ
તહેરાનમાં પયદા થયા હતા. શાહ બહેરામ એક લડાયક સરદાર તરીકે

આવી ઇરાનને જીત અપાવશે, ત્યારે બહાઉલ્લાહે તો જીંદગીનો મોટો ભાગ કેદમાં ગુજાર્યો હતો, અને લશકર અથવા જંગ સાથે એમને કાંઇ પણ નિસબત હતી નહિ. બહેરામ વરજાવંદ એક શાહઝાદા તરીકે આવશે, જ્યારે બહાઉલ્લાહ એક સાધારણ સ્થિતિના માણસ હતા. જેમ ઇમામ મહેદી એક મુસ્લિમ તરીકે આવશે તેમ શાહ બહેરામ એક જરથોસ્તી તરીકે પયદા થશે. ઇમામ મહેદી પયગમ્બર તરીકે નહિ પણ પોતાના ઇસલામ ધર્મની નામના ફેલાવવા સારૂં એક ઇમામ તરીકે આવશે, તેમ શાહ બહેરામ બહાઉલ્લાહની પેઠે એક સ્વતંત્ર દીનની સ્થાપના કરવા નહિ, પણ અષો ઝરથુસ્ત્રની જ પુરાણી દીનની કીર્તિ આશકારા કરવા પધારશે. શાહ બહેરામ પયગમ્બરીનું કામ કરવા નહિ પણ ફ્રશોકેરેતીને પ્રસંગે હોશેદર અને પેશોતનને લશકરી મદદ પહોંચાડી તેમનાં મહાન કાર્યમાં દસ્તગીરી આપી આપણા મઝહબનું ગૌરવ વધારવા આવશે.

અગર બહાઉલ્લાહ જ શાહ બહેરામ હોત તો ઉગેલો આફતાબ હમણાં સુધી છાપરાં નીચે છુપાએલો રહેવા પામ્યો ન હોત, અને આજે આપણી દીનની આવી ચેતનહીન, આસ્થા વિનાની પસ્ત હાલત રહી જ ના હોત. મગર આજે આપણી દીનમાં અવનવો જોશ અને ઉમંગ, અદ્ભુત ઉત્સાહ અને પ્રેરણા આવ્યાં હોત. જો બહેરામ વરજાવંદનું ખરેખરૂં આગમન થયું હોત તો આ પચાસ વર્ષ દરમ્યાન તે છુપ્યું ન રહ્યું હોત, મગર આપણા મઝહબી આદર્શો પ્રમાણે ચાલવાની આપણામાં તીવ્ર ધગશ ખીલી ઉઠી હોત, અને ધર્મને ખાતર જીવવાનો અને ધર્મને ખાતર મરવાનો આપણામાં ઝબરદસ્ત જાનફિશાનીનો જુસ્સો પ્રગટી નિકળ્યો હોત. બહાઉલ્લાહ તે શાહબહેરામ જ છે એવો તુક્કો ઉરાડતાં તેના સમર્થનમાં એક પણ વજનદાર દલીલ, એક પણ સંગીન સાબેતી યા એક પણ અકલપસંદ પુરાવો પેશ કરવાને બહાઈ આગેવાનો નિષ્ફળ નિવડ્યા છે. દલીલો ખુટે ત્યારે બહાઈઓ શાસ્ત્રોમાં આપેલી ભવિષ્યવાણીઓના અલંકારિક અર્થો શોધવા મથે છે અને

મરડી મોચડીને, શબ્દો ઉપર રમતો કરીને, યા અબજદ ગણત્રીનો આશરો લઇને પોતાની મતલબ કાઢવા પ્રયાસ કરે છે, પરંતુ તેથી બહાઇઓ સિવાય કોઇની પણ ખાત્રી થતી નથી. પોતાના પયગમ્બરનો મહિમા વધારવા સારૂં તેઓએ જરથોસ્તી ધર્મની છેડતી કરી નાહકમાં બહાઉલ્લાહ તરફ જરથોસ્તીઓનાં મન ઊંચાં કરી દીધાં છે. બહાઉલ્લાહ તે શાહ બહેરામ છે યા નહિ તેનો ચુકાદો નથી પ્રિવી કાઉનસિલની ઇનસાફની વડી અદાલતમાંથી મળવાનો યા નથી જગતની સર્વધર્મ-પરિષદ (World Conference of Religions) દ્વારા આવવાનો. આ દાવા વિશે ખામોશી અખત્યાર કરવાનું ડહાપણ બહાઇઓ જ્યાં સુધી ન બતાવે ત્યાં સુધી પારસીઓ અને બહાઇઓ વચ્ચે કાયમના કજિયા કંકાસના કાલબુદ સમાન તે ઉભો રહેશે. છેવટે આપણે બહાઇઓને ઇલતેમાસ કરીશું કે બહેરામ વરજાવંદવાળો બિલકુલ ફુઝુલ બેવજુદ બુટ્ટો હવે પડતો મેળી જરથોસ્તીઓનાં દિલ વધુ રંજીદા નહિ કરવાની તેઓ સમજદારી બતાવશે.

ધર્મ એટલે પવિત્ર, પરોપકારી જીંદગી અને સદગુણી, નિષ્કલંક, પ્રભુમય જીવન. શું જરથોસ્તી ધર્મદ્વારા પવિત્ર જીવન અશક્ય છે કે ધર્મપલટો કરવાની જરૂર રહે? જ્યારે દાદારની દરબારમાં જવું થશે ત્યારે આપણા ઉપર કઇ પટ્ટી યા કયું 'લેબલ' લાગ્યું છે-હિન્દુ કે મુસ્લિમ કે જરથોસ્તી કે બહાઇનું-તેની તપાસ નહિ થાય; તપાસ થશે આપણી નેકી યા બદીની, આપણી ભલાઇ યા બુરાઇની. **દુનિયામાં એકજ સૌથી મહાન ધર્મ છે અને તે દરેક માણસનો પોતાનો જ ધર્મ** છે. અલબત્ત બીજા ધર્મોનો પણ આપણે હોંશથી અભ્યાસ કરીશું અને તેના મહાન સત્યોનો લાભ ઉઠાવીશું. ઉપર જોઇ ગયા તેમ બહાઈ ધર્મ પણ આધુનિક જગતને સુંદર સંદેશ આપે છે અને પ્રેમ, અહિંસા અને ભાઇબંધી ઉપર ખાસ ભાર મુકે છે. બહાઇ ધર્મની સબળી બાજુનો ચિતાર ડો. જે. ઇ. એસલમૅાટની "Bahaullah and the New Era"માં સરસ રીતે રજુ થયો છે. વળી બહાઇ શહીદો જે હિમ્મત,

શાંતિ અને સહનશીલતાથી મોતને ભેટયા છે તે માટે લૉર્ડ કરઝન અને કાઉન્ટ ગોબીનોએ તેમની મુક્ત કંઠે તારીફ કરી છે. એ સઘળાંની કદર કરવા આપણે તૈયાર છીએ. જ્યાંથી સત્ય દેખાય ત્યાંથી લેવા આપણે આતુર છીએ, પણ આપણા બુલંદ ધર્મ અને પૂજ્ય પયગમ્બરને બેવફા થઇને તો નહિ જ. આપણે પારકા ધર્મોનાં સત્યો વાંચીશું, વિચારીશું, વખાણીશું, પણ તે આપણા ધર્મને પુષ્ટિ અને સમર્થન આપવા કાજે લઇશું, આપણા ધર્મને ભોગે તો નહિ જ. હરણ પોતા-નાં જ પેટમાંની કસ્તુરીની ખુશબોથી મસ્ત થઇ તેને આખાં વનમાં શોધે છે, પરંતુ–"કસ્તુરી તનમેં બસે, મૃગ ઢુંઢે બન માંહી"–તેમ સમજદાર જરથોસ્તીઓ હરણની પેઠે અહીંતહીં ફાંફાં મારવાને બદલે સારી રીતે જાણે છે કે તેઓના માટે અહુરમઝદની ખુશાલી હાસલ કરવાનો એક જ રાજમાર્ગ છે અને તે રાહે ઝરથુસ્ત્રનો છે.

બહાઇઓએ જે આક્રમણકારી (aggressive) પ્રચારકાર્ય શરૂ કર્યું છે તેથી ગભરાઇ જવાની જરૂર નથી. એનાથી આયંદે આપણને ફાયદો જ છે કેમકે આ ચળવળથી આપણી આંખ્યો ખુલી છે, અને ધર્મ પ્રત્યે જે શિથિલતા હતી તે દૂર થઇ જાગૃતિ આવી છે. ગઇ સદીમાં ડૉ. વિલસન નામના જાણીના પાદરીએ ખ્રિસ્તી ધર્મના ફેલાવા માટે એક જોશીલી ચળવળ ઉપાડી હતી અને આપણા ધર્મ ઉપર એક અત્યંત સખ્ત પુસ્તક લખ્યું હતું. પરિણામે બે ત્રણ જરથોસ્તી જવાનો વટલીને ખ્રિસ્તી થઇ ગયા હતા અને આપણી કોમમાં ભારે ખળભળાટ મચ્યો હતો. તે સમયે મરહુમ વિદ્વાન ખુરશેદજી રૂ. કામા પણ ખ્રિસ્તીઓના સપાટામાં આવતાં સહેજે બચી ગયા હતા. પરંતુ ડૉ. વિલસનને સચોટ જવાબ આપી શકાયો નહિ તેથી તેઓ બહુ મુંઝાયા અને તે કારણે આપણા ધર્મનો ઉંડો અભ્યાસ કરવા ઉપર તેઓનું ધ્યાન ગયું. જરમન વિદ્વાન ડૉ. સ્પીગલ પાસથી કામાજીએ આપણા ધર્મની તાલીમ લીધી, અને ઝબાનશનાસી (philology) ના કાયદાને આધારે ધર્માભ્યાસ કરવાની રૂઢીનો એમણે પાયો નાખ્યો.

એઓ સાહેબના જે નામીચા શાગેર્દો થયા તેઓની ભેગી કોશેશથી આપણી કોમમાં ધર્મના અભ્યાસને નવો જ જોશ અને વેગ મળ્યાં. બહાઈઓએ પણ આપણને ખાબે ગફલતમાંથી બીદાર કર્યા તે સારૂ તેઓનો ખાસ આભાર મનાવો જોઈએ. બહાઇ આક્રમણથી આપણે ધર્મની નજરે ક્યાં ઉભા છીએ અને કેવી સ્થિતિમાં છીએ તેનું સરવાયું કાઢવાની હવે આપણને ગોયા ફરજ પડી છે, અને રેવાજી ધર્મમાં યોગ્ય સુધારાવધારા કરવાની અને વાજબી છુટછાટ મુકવાની હવે આપણને ચોંપ રહેશે. આપણા મોતેબર મઝહબના ઉચ્ચ સિદ્ધાંતો સમજવાની અને અમલમાં મુકવાની તાકાત તે માલેક આપણને બખ્શે, અને આપણા બુલંદ ધર્મ અને મહાપવિત્ર અશો પયગમ્બર ઝરથુસ્ત્રનાં ફરમાનોને વફાદાર રહેવાની નેક હિદાયત અહુરમઝદ સર્વ બસ્તેકુસ્તીયાનને અતા કરે એવી આપણી બંદગી છે.



